# નિત્યનિયમ.

ઉદ્ધવી સંપ્રદાયના સત્સંગીઓને સારૂ

મંછારામ ઘેલાભાઇએ

**શંગ્રહ કરી છપાવી**

પ્રસિદ્ધ કર્યા.

---



---

**સુરત મધે**

કિલ્લાની સામુ અબદુલા બેગની હવેલીમાં

વિક્ટોરિયા પ્રેસમાં ટેમુલજી સુંદરામ

જીએ છાપ્યા.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કીંમત આઠ આના.

# અનુક્રમણિકા.


| પાનું | પદનું નામ. | પદ. |
|---|---|---|
| | **પ્રભાતીયાં.** | |
| ૧ | અંતકાળે આવીરે સંભાળી લેજો શામળારે. | ૪ |
| ૩ | આવોજી આવોજી અલબેલા મારી આખડલી. | ૪ |
| ૫ | પ્રાણિ સ્વામિનારાયણ દેવ સત્ય સ્વરૂપ છેરે. | ૪ |
| ૭ | જાગો લાલ છબીલે મોહન ભોર ભયો મેરે પ્યારે. | ૪ |
| | **આરતીઓ.** | |
| ૯ | મંગળ આરતી. | ૪ |
| ૧૧ | સિંગાર આરતી. | ૧ |
| ૧૧ | રાજભોગની આરતી. | ૧ |
| ૧૨ | સંધ્યા આરતી. | ૩ |
| ૧૩ | સિતળ આરતી. | ૧ |
| ૧૪ | પોઢવાનું પદ. | ૧ |
| ૧૫ | હનુમાનજીની આરતી. | ૧ |
| ૧૫ | ધુન્ય. | ૧ |
| ૧૬ | રાધિકા કૃષ્ણાષ્ટક. | ૧ |
| ૧૭ | સંધ્યા આરતી સમાની પ્રાર્થના. | ૧ |

## અનુક્રમણિકા.


| પાનું. | પદનું નામ. | પદ. |
|---|---|---|
| | **ગોડીઓ.** | |
| ૧૮ | કોઇ કામ ન આવે પ્રભુ વીના કોઇ કામ ન આવે | ૪ |
| ૨૦ | લગની લાગીરે મારે લગની લાગી. | ૪ |
| ૨૨ | શામની છબીરે, સખી શામની છબી. | ૪ |
| ૨૪ | ફુલના પેર્યારે જામા ફુલના પેર્યા. | ૪ |
| | **ચેષ્ટાના પદ. રાગ ગરબી.** | |
| ૨૬ | પ્રથમ હરિનેરે ચરણે શિશ નમાવું. | ૧૦ |
| ૩૩ | આવો રમીએરે વાસુદેવ વનમાળી. | ૪ |
| | **ગરબીઓ.** | |
| ૩૫ | જોગ આવ્યો સામ સનેહી સુંદર વર જોઇ વાલા. | ૮ |
| | **ધોળ.** | |
| ૪૩ | હવે મારા વાહલાને નહીંરે વીસારૂં રે. | ૧ |

# અનુક્રમણિકા.


| પાનું. | પદનું નામ. | પદ. |
| --- | --- | --- |
| ૪૩ | શિક્ષાપત્રીના અર્થ. | ૨૧૨ |
| | **પ્રાર્થના.** | |
| ૮૬ | જય જય શ્રી વાસુદેવ ભગવન્નારાયણ. | ૧ |
| | **ગરબીઓ.** | |
| ૯૨ | રાગ—અવીનાશી આવોરે. | ૧ |
| ૯૬ | ધન ધનરે ગઢડું ગામ. | ૪ |
| ૯૮ | નંદલાલોરે નંદલાલો. | ૪ |
| ૧૦૦ | હૈડાનો હાર હરિરે મારે રંગ ભીનો. | ૪ |
| ૧૦૧ | પ્રીતમ પધારોરે ઘેર મારે ગીરધારી. | ૨ |
| | **દાણલીલાના પદ.** | |
| ૧૦૨ | ગોરસ લઈને ગોપિકા ચાલી વેચવા કાજે. | ૧૨ |
| ૧૦૮ | ભલાભાગીરે કૃષ્ણગુણિનેશ પ્રગટ્યા પુરવમાં. | ૪ |
| ૧૧૦ | આજ મેં તો દીઠા વાલાને વાટે વેતાં. | ૪ |

## અનુક્રમણિકા.

| પાનું. | પદનું નામ. | પદ. |
|---|---|---|
| | **પરચુરણ પદો.** | |
| ૧૧૨ | મારે મોલે આવો હસીને બોલાવોરે. | ૪ |
| ૧૧૩ | હૈયાના ફુટા હરી સંગ હેત ન કીધું. | ૪ |
| ૧૧૫ | લાવણી—પધારે વટપત્તન સ્વામી. | ૧૫ |
| ૧૨૨ | સંત સુખી સંસારમે. | ૪ |
| | **હોરીઓ.** | |
| ૧૨૩ | ચિત દ્રૌપપતી નાથજી આજ ખેલત હોરી. | ૪ |
| ૧૨૬ | શ્યામ તેરે નેનાં જાદુગારે. | ૪ |
| ૧૨૭ | મેરી અંખીયાંમે અટકે ગુલાલ. | ૪. |
| ૧૨૯ | વચનામૃત. | ૨૨ |



# નિત્યનિયમ.
## પ્રભાતીયાં.



રાગ મેવાડો—અંતકાળે આવીરે સંભાળી લેજો શાંમળારે ॥ જોશોમાં અમારાં અવગુણ શાંમ ॥ પણ છે પોતાનુંરે પ્રભુજી તમે પાળજોરે ॥ અધમ ઓધારણ કરૂણાના ધામ ॥ અંત॥ ૧ ॥ ગજને છોડાવ્યોરે ગ્રાહના મુખ થકીરે ॥ કરતા કાંઇ અર્ધ નામ ઉચાર ॥ એવી રીત્યે આવોરે સુંદર શાંમળારે ॥ વાટડી જોઉં છું વારમવાર ॥ અંત ॥ ૨ ॥ નારાયણ નામેરે ઓધાર્યો અજામેલનેરે ॥ કરતાં તે પુત્રતણોરે પોકાર ॥ એવું ને વિચારીરે અલબેલા આવજોરે ॥ અમારે છે તમારોરે આધાર ॥ અંત ॥ ૩ ॥ દોયલી વેળામારે દીનાનાથજીરે ॥ કોહોને અમે કેની કરીયે આશ ॥ મુક્તાનંદના સ્વામીરે શાંમળારે ॥ અબળાને તેડી રાખો પાસ ॥ અંત ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

દોયલી વેળામાંરે કોઇ કેનુ નથીરે ॥ જ્યારે કરે જમરા આવીને જોર ॥ તેણી વેળા આવીરે દયાળુ મુજ દીનનીરે ॥ બાંહે ગ્રહી રેહેજો નંદ કીશોર ॥ દોય ॥ ૧ ॥ જ્યારે તુટે નાડિરે ॥

ઝલાઈ જાય જીભડીરે ॥ બાજે કફ સહીત સ્વાસનો ઘોર ॥ સગાં ને સંબંધીરે લાગે સઉ લુટવારે ॥ કુંડા કુંડા કરીને સોરબકોર ॥ દાય ॥ ૨ ॥ સ્વારથના સગારે સર્વે સંસારમાંરે ॥ તમ વીના જુઠા સર્વે જંન ॥ તમે ને તમારારે જન પ્રભુ પરમારથીરે ॥ બીજે નવ માને મારૂં મન ॥ દાય ॥ ૩ ॥ ત્રાહે ત્રાહે કરીરે પોકારૂં જોઇ તમ ભણીરે ॥ શેવકની કરજો શાંમ સંભાળ ॥ મુક્તાનંદનારે સ્વામી સુજાણ છોરે ॥ વર્ણવે છે વેદ દિન દયાલ ॥ દાય ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આ અવસરરે દયાળુ દયા બહુ કરીરે ॥ ટાળવાને જનમ મરણના તાપ ॥ વાહને ચડીનેરે આવો છો મારા વાલમારે ॥ નારાયણ નામ જપતાંરે જાપ ॥ આ ॥ ૧ ॥ અનેકને આવ્યારે અંત સમે તમોરે ॥ સાથે લઇ સંત જનનો સાથ ॥ એવા તો તમારારે ગુણ અનંત અપાર છેરે ॥ સાંભળતાં સર્વે થાય સનાથ ॥ આ ॥ ૨ ॥ અધમને જાતીરે ઓધારી બહુ નારીનેરે ॥ જેને નંદે શાસ્ત્ર વેદ પુરાણ ॥ ગુણ અવગુણનેરે નાથ ગણતા નથીરે ॥ શરણે આવ્યાના શાંમ સુજાણ ॥ આ ॥ ૩ ॥ કરૂણા રસને પ્રગટ કર્યા કાંનજીરે ॥ કરવાને અનેક જનનો ઓધાર ॥ મુક્તાનંદનેરે માહા સુખ આપીયેરે ॥ કરી નિત્ય નવલોરે વિહાર ॥ આ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

ભલેને પધારયારે ગીરધર આજતારે ॥ હવે મુને કરી કૃ-તારથ કાહાન ॥ નયણાં ઠરે છેરે નાથને નીરખતાંરે ॥ જેનું નીત્ય ધરીને રેહેતાં ધ્યાન ॥ ભલે ॥ ૧ ॥ દુખડાંના દહાડારે હવે દુર પલ્યારે ॥ લીધી છે છબીલે મારી સાર ॥ જીવન જોઇનેરે જગ જુઠો થયોરે ॥ તમ સંગ લાગ્યો રંગ એક તાર ॥ ભલે ॥ ૨ ॥ કમળા સરીખીરે કરી છે મુને કાનજીરે ॥ ગ્રહ્યો ગુણવંતે મારો હાથ ॥ ભલે મારૂં ભાગ્યરે ફળ્યું કોઇ કાળનુંરે ॥ પામી પતી અખીલ ભોવનનો નાથ ॥ ભલે ॥ ૩ ॥ અખંડ સોહાગી-રે તમને જે જાણશેરે ॥ માંગશે માહા સુખ મોજ અપાર ॥ મુકતાનંદ કહેછેરે તમને પરહરીરે ॥ ભવ જલ કોઇ ન પામે પાર ॥ ભલે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

રાગ ખટ—આવોજી આવોજી અલબેલા મારી અખિ-ડલીમાં જતન કરીને તમને રાખુરે ॥ સુંદર મુખના મરકલડાપર પ્રાણ વારી વારી નાંખુરે ॥ આ ॥ ૧ ॥ જીવન તમને જોવા સારૂં વીશ્વ મળ્યું છે આખુરે ॥ શુક સનકાદીક નારદ સરખા મુ-નીવર મળ્યા છે લાખુંરે ॥ આવો ॥ ૨ ॥ આરે સમે શોભો છો મારા વાહાલા શી ઉપમા કહી દાખુંરે ॥ પ્રેમાનંદ કહે રાખી નેણામાં ॥ ચરણ કમળ રસ ચાખુરે ॥ આવો ૩ ॥ પદ ॥૧॥

વાહાલા છોજી વાહાલા મને પ્રાણથકી પ્યારા મારી આંખડલીના તારા અલબેલારે ॥ તન મન ધન મારૂં વારૂં તમ ઉપર શ્યામ સુંદર રંગ છેલારે ॥વાહાલા ॥ ૧ ॥આવો આવો ઓરા આજ રાખું મારા ઉરપર પ્રાણજીવન રંગ રેલારે ॥ આજ રહો મારે મંદીરે મોહન કાલ પધારજો વેહેલારે ॥ વાહાલા ॥ ૨ ॥ તમ જેવા જીવન ક્યાંથી કેને બારણે અલબેલાજી એકીલારે ॥ પ્રેમાનંદના નાથજી છોજી અતી દુલભ કૃપા કરીને રહોભેલારે ॥ વાહાલા ॥ ૩ ॥ પદ ॥ ૨ ॥

કહોજી કહોજી ક્યાં જાગ્યા જગજીવન તમે આંખડલી ઉજાગરે રાતીરે ॥ નંદ્રાલુંડાં નેણાં માંહી શોભે અતી સુંદર રેખડલી મદન રસ માતીરે ॥ કહો ॥ ૧ ॥ વદન ઉપર શ્રમ જલનારે મોતી મુખ કાજલની રેખા ઉલખાણીરે ॥ તેડયાને લથેડયા અતી બળમાંરે ભીડયા હાર તો ખુંત્યા છે બહુ છાતીરે ॥ કહો ॥ ૨ ॥ કેઈરે ધુતારીનારે ધુત્યા અલબેલા આજ શીથલ થયા છો તે માંતીરે ॥ પ્રેમાનંદના નાથ જોઇ જોઇ તમને આંખડલી ત્રપત નથી થાતીરે ॥ કહો ॥ ૩ ॥ પદ ॥ ૩ ॥

જાવોજી જાવોજી શીદ ખોટા સમ ખાઓ છો હમે જાણિ જીવન ચતુરાઈરે ॥ અર્થીરે હોય તેતો ખોટુંરે બોલે દાશ ન જુવે કાંઇરે ॥ જાવો ॥ ૧ ॥ તન મન નેણાં વેણાં કેમ રહે

છાંના વાહાલા તરત આવે ઓળખાઈરે ॥ અધર અંજન પીક-
લીક લાલ સોહે ગાલ ઉઠી નખ રેખા ઉર માઈરે ॥ જાઓ ॥
૨ ॥ પીતાંબર સાટે તે લીલાંબર કેનું લાવ્યા લાલ વેલાણ રચા
છો કર સાઈરે ॥ પ્રેમાનંદના નાથ જોઇ વ્રજ નારી હસે કર તા-
ળી વજાઈરે ॥ જાઓ ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

---

રાગ સોહની—પ્રાંણિ સ્વાંમિનારાયણ દેવ સત્ય સ્વરૂપ છેરે
॥ સત્ય સ્વરૂપ છે સુરમુનીના ભૂપ છેરે ॥ પ્રાણી ॥ નેતી નેતી કહી
નીગમ ગાય ॥ ઉપનીશદનો સાર ॥ કાળ માયાદીક સઉના પ્રે-
રક ॥ અક્ષરના આધાર ॥ સત્ય ૧ ॥ બ્રહ્મ મોલના વાસી પ્ર-
ભુ ॥ દીવ્ય સ્વરૂપ સાકાર ॥ કમળા આદીક મુક્ત કોટી સેવે ક-
રી અતી પ્યાર ॥ સત્ય ॥ ૨ ॥ નિજ ઇછાએ નર તનુ ધરી ॥
પ્રગટ્યા શ્રી મહારાજ ॥ ભરતખંડના ભાવીક જનને ઓધાર-
વાને કાજ ॥ સત્ય ॥ ૩ ॥ સત્ય કાહાવું છું સમ ખાઇને ખો-
ટી નથી લગાર ॥ પ્રેમાનંદ કહે ભજજો ભાઇઓ ॥ થાશો ભવ
જળ પાર ॥ સત્ય ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

પ્રાણી સ્વામીનારાયણ સમરથ ભગવાન છેરે ॥ ભગવાન છે
કૃપાના નિધાન છેરે ॥ પ્રા ॥ અધમ ઓધારણ દીનના બંધક શ
રણાગત પ્રતીપાલ ॥ સ્વામીનારાયણ નામ લેતાં ॥ પાસે ન આ-

વે કાળ ॥ શ્રી ભ ॥ ૧ ॥ પુરૂષોત્તમજી પ્રગટ્યા પોતે ॥ અનાથ-
ના એ નાથ ॥ આ અવશર જે નહીં માને તે ॥ પછે ઘસશે હા-
થ ॥ શ્રી ભ ॥ ૨ ॥ જંત્ર નથી કર્યો જાદુ નથી ભાઇ ॥ નથી
મત ને પંથ ॥ જાણી જોઇને દયા કરી છે ॥ ઓધ્ધારવાને જંત ॥
શ્રી ભ ॥ ૩ ॥ ઘોર કળીમાં શતજુગ થાપ્યો ॥ અનાદિ મોક્ષ-
ની રીત ॥ પ્રેમાનંદ કહે નહીં માને તે ॥ પછે થાશે ફજીત ॥
શ્રી ભ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

પ્રાણી સ્વાસઉસ્વાસે સ્વામીને સંભારીયેરે ॥ સંભારિ-
યે ઘડીયે ન વીસારીયેરે ॥ પ્રા ॥ ખાતાં પીતાં હરતાં ફરતાં ॥
કરતાં ઘરનું કામ ॥ સ્વામીનારાયણ સ્વામીનારાયણ મુખે ર-
ટીયે નામ ॥ હો સં ॥ ૧ ॥ ધન જોબન ને આવરદાનો ન
કરીએ નીરધાર ॥ વીજળીના ઝબકારાની પેઠે ॥ જાતાં ન
લાગે વાર ॥ હો સં ॥ ૨ ॥ સ્વામીનારાયણ ભજતાં પ્રાણી થા-
શે મોટું સુખ ॥ લાખ ચોરાશિના ફેરા મટશે ॥ જમપુરીનાં
દુખ ॥ હો સં ॥ ૩ ॥ પ્રગટ હરીનુ ભજન કરીને ॥ ઉતરો
ભવજળ પાર ॥ પ્રેમાનંદ કહે નહીં માનો તો ॥ ખાશો જમનો
માર ॥ હો સં ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

પ્રાણી સ્વામીનારાયણ સ્વામીનારાયણ ગાઇયેરે ॥ ગા-
ઇયે હરીજનથી ન લજાઇયેરે ॥ પ્રા ॥ સ્વામીનારાયણ માહા

મંત્ર છે પ્રગટ હરિનું નામ ॥ આ અવસરે જે કોઇ લેશે તેના સરશે કામ ॥ હો ગા ॥ ૧ ॥ સ્વામીનારાયણ સ્વામીનારાયણ હંમે સાર ગાય ॥ સાંભળીને જમદુત તેને દૂરથી લાગે પાય ॥ હો ગા ॥ ૨ ॥ સ્વામીનારાયણ નામનો પ્રાણી અતી મોટો પ્રતાપ ॥ અંતકાળે પ્રભુ તેડવા આવે ॥ સ્વામીનારાયણ આપ ॥ હો ગા ॥ ૩ ॥ સ્વામીનારાયણ સમરાંયે પ્રાણી તજી લોકની લાજ ॥ પ્રેમાનંદ કહે રાજી થઇ તેના ઉરમાં રહે માહારાજ ॥ હો ગા ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥



રાગ ભૈરવ—જાગો લાલ છબીલે મોહન ભોર ભયો મોરે પ્યારે ॥ જાગો ॥ ગુંજત ભવર કમળ દલ ઉપર ॥ બોલત કોવા કારે ॥ જાગો ॥ ૧ ॥ મુખ ઉપરસો દુર કરો પટ ॥ દેખો કૌતક દ્વારે ॥ સહસ્ર વદન ચતુરા નનષડ મુખ કરત કુલાહલ ભારે ॥ જાગો ॥ ૨ ॥ પંચાનન ગજ વદન વીનાયક ॥ સનકાદીક રશીયારે ॥ નાચત જંત્ર બજાવત નારદ ગાવત જસ વિસ્તારે ॥ જાગો ॥ ૩ ॥ ઓરહી સુર સજ્જન મુની મંડળ મીલી દ્વારે સબ ઠારે ॥ દેહો દરસ કમળ દલ લોચન ॥ પ્રેમાનંદ બલીહારે ॥ જાગો ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

ભોર ભયો જાગો મોરે લાલા લોચન પલક ઉઘારો ॥

ભોર ॥ નીશીની ઘટી રવી રથ રૂચી રાજી ॥ ભયોહે ભુવન ઉ-
જીઆરો ॥ ભોર ॥ ૧ ॥ મલીન સુંધાકર મુનીવર ઉલકો તમ
ચુર ખગસો પુકારો ॥ વીલસી ચકવી પીયા સંગ રતી પતી શી-
થલ ધનુક સોડારો ॥ ભોર ॥ ૨ ॥ વીકસે વારી જન લીનીસ
રૂચી ॥ મધુ પકરત ગુંજારો ॥ બોલત કાગ કપોત હંસ રવ સુ-
ની મન હરખ અપારો ॥ ભોર ॥ ૩ ॥ જાગો માધવ મદન મ-
નોહર ॥ નેંનન 'નીંદ નીવારો ॥ પ્રેમાનંદ બલીહારી પાંચો
નીરખી બદન તુમારો ॥ ભોર ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

અપને લાલકું શીખ લગાયકે બરજ જસોદા રાની ॥
દીન પ્રતીદીન કેસે કરી સહીયે દુધ દહીકી હાંની ॥ અપ ॥
૧ ॥ મેં અપને મંદીરકે ખોણે રાખ્યો માખણ છાંની ॥
વાંહી જાય તુમારે લરીકા સોઉ લીયો પહેચાંની ॥ અપ ॥
૨ ॥ ખાય બહાય જગાયકે લરીકન ભાજન ભાગ્યો જાની ॥
નીસંક હોય આંગન બીચ બેઠો ॥ ગ્યાન કરત હોય ગ્યાની ॥
અપ ॥ ૩ ॥ મેં જબ જાય કે પુછો મોહન યહ કા કિયો ગુમા-
ની ॥ પ્રેમાનંદકે ઉત્તર દીનો ચીંટી કાઢત પાંની ॥ અપ ॥ ૪
॥ પદ ॥ ૩ ॥

મૈયા આજ તુમારે લાલકું પકર્યો કરતે ચોરી ॥ મૈ ॥
આયો મંદીર ચપલ મનોહર ચીતવત હે ચહુ કોરી ॥ મૈયા ॥

૧ ॥ દેખો દધિ ભાજન સીકેપર ॥ રસીક હસો મુખ મોરી ॥ તાહીત કીયો ઉપાય છબીલે નૌતમ નંદ કીસોરી ॥ મૈયા ॥ ૨ ॥ પીડ પડપર ધર્યો ઉલુંખર તાપર ચઢો બરજોરી ॥ ગોરસ મીઠો રૂચીર ખાય હરી લીયો ઓર ભરી ઝોરી ॥ મૈયા ॥ ૩ ॥ મે જબ આઇ અચાનક પકર્યો દહી રાખ્યો મુખ ઘોરી ॥ પ્રેમાનંદકે ડારી નેંનૂમે ભજયો કુંજ કીઓરી ॥ મૈયા ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

# આરતીઓ.

## મંગળ આરતી.

રાગ ભૈરવ—આરતી ઉમંગ સહીત મંગળા ઉતારૂં ॥ મંગળમય મૂરતીપર તન મન ધન વારૂં ॥ આ ॥ ૧ ॥ મંગળ મય મંડપમેં રાજત દોઉ ભાઇ ॥ નારાયણ નર સમેત સંતન સુખદાઇ ॥ આ ॥ ૨ ॥ મંગળમય મુનીવર સબ મંગળ ગુન ગાવે ॥ મંગળમય સબ સમાજ બરન્યો નહિં જાવે ॥ આ ॥ ૩ ॥ મંગળમય દરશ કરત સતી સમાજ આઇ ॥ મુક્તાનંદ મંગળ મય પ્રભુ પદ બલ જાઇ ॥ આ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

મંગળાકો દરસ કરત મુનીવર સબ આવે ॥ નિરખત મુખારવિંદ પરમાનંદ પાવે ॥ મંગળા ॥ ૧ ॥ મણીમય સુભ મંડપ મધ્ય સિંઘાસન રાજે ॥ અગણિત રવિ ચંદ્ર કાંતિ જાહી નિરખી લાજે ॥ મં ॥ ૨ ॥ વાજત તહાં અતિ ઉમંગ વિવિધ ભાતી વાજ ॥ નમત કોટી બ્રંહ્મા ભવ ત્રિભુવનકે રાજ ॥ મંગળ ॥ ૩ ॥ અગણિત ભુવનેશ ઇશ બદ્રીપતી ધ્યાવે ॥ મુક્તાનંદ પ્રેમ મગન ઠાઢો ગુન ગાવે ॥ મં ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આરતી શ્રી કૃષ્ણ દેવ મંગળા તુમારી ॥ આરતી ઉતારૂં ડારૂં તનમન ધન વારી ॥ આ ॥ ૧ ॥ ઘંટા ઘરીયાર વાજે હોવત ધુની ભારી ॥ અગ્રધૂપ પંચબાતી પાવક પજારી ॥ આ ॥ ૨ ॥ બાજત મૃદંગ તાલ નાચત સુરનારી ॥ સુરનર મુની દ્વાર ઠાઢે જયજય રવકારી ॥ આ ॥ ૩ ॥ અગણિત ભુવનેશ નમત ચરન ચિત ધારી ॥ મુક્તાનંદ વારવાર છબીપર બલહારી ॥ આ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

રાગ રામ કલી—મંગળ આરતી ઉતારૂં ॥ કનૈયાજીકી મંગળ આરતી ઉતારૂં ॥ મંગળ રૂપ અનોપમ મુરતિ ॥ ઉરસે પલન વિસારૂં ॥ ક ॥ ૧ ॥ ઘર ઘરસે આયે બ્રજવાસી ॥ દરસનકે હિત ધાઇ ॥ મંગળ ગાન કરત સબ ગોપી ॥ શોભા બરની ન જાઇ ॥ ક ॥ ૨ ॥ બાજત તાલ મૃદંગ ઝાલરી ॥ જય

જય ધુની ભઇ ભારી ॥ મુક્તાનંદ નંદ નંદનકી ॥ યા છબીપર બલહારી ॥ ૬ ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

## સિંઘાર આરતી.

રાગ વિલાવર—કરત સિંગાર આરતી ભોર ॥ વીરહકો તાપ સંતાપ મીટત સબ ॥ નિરખત નટવર નંદ કીશોર ॥ કરત ॥ ૧ ॥ કંચન થાર કપૂરકી બાતી ॥ આરતી ઉતારે ઇંદ્ર કર જોર ॥ નાચત નભ અપછરા મુદિત મન ॥ દેવ કરત અતિ દુંદભી ઘોર ॥ કરત ॥ ૨ ॥ ભવ બ્રંહ્માદિક આએ દરસહિત ॥ જય જય શબ્દ હોત ચહુ ઓર ॥ મુક્તાનંદકો નાથ પ્રગટ પ્રભુ ॥ શોભા ધામ મદન મદ તોર ॥ કરત ॥ ૩ ॥ પદ ॥ ૧ ॥

## રાજભોગની આરતી.

રાગ સારંગ—રાજભોગકી કીજે ॥ આરતી શ્રી રાજભોગકી કીજે ॥ નિરખી બદન શ્રીપતીકો સુંદર ॥ જનમ સુફળ કરી લીજે ॥ આરતી ॥ ૧ ॥ કંચન થાર કપૂરકી બાતી ॥ ધ્રત જુત અનલ પ્રજારી ॥ અગ્રધૂપજુ કરત આરતી ॥ ભઇ શોભા અતી ભારી ॥ આ ॥ ૨ ॥ ઘનન ઘનન ઘંટા ધુની હોવત ॥ શંખ ઝાલરી વાજે ॥ નોબત બજત મનહું ઘન ગર્જત ॥ ધ્વની

સુની ત્રિભોવન ગાજે ॥ આ ॥ ૩ ॥ સોહે નિરાજન જુતશ્રી પતિમુખ ॥ સમ વિધી શોભા ધામ ॥ મુકતાનંદકે નાથકી છ-બીપર ॥ વારૂં કોટીક કામ ॥ આ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

---

## સંધ્યા આરતી.

આરતી કીજે સહજાનંદ સ્વામી ॥ નટવર રૂપ પ્રગટ બહુ નામી ॥ આરતી ॥ ટેક ॥ ૧ ॥ સારદ શેષ નારદ ગુણ ગાવે ॥ નિગમ નેતી કહી પાર ન પાવે ॥ આ ॥ ૨ ॥ સર્વાતિત અકળ અવિનાશી ॥ જાહી જપત મુની સહસ્ર અઠયાશી ॥ આ ॥ ૩ ॥ માયા જીવ ઇશકે કારન ॥ નર તનુ ધાર્યો પતિત જન તારન ॥ આ ॥ ૪ ॥ અંગોઅંગ પુષ્પ ધરે બનમાળી ॥ હરીજન સંગ બજાવત તાળી ॥ આ ॥ ૫ ॥ એહી છબી રહો નિત નેનું કે આગે ॥ મુકતાનંદ કર જોરીને માગે ॥ આ ॥૬॥ પદ ॥૧॥

જે અંતર જામી જે અંતર જામી ॥ વાસુદેવ જગ વ્યાપિક નિરગુણ નિષ્કામી ॥ જયદેવ જયદેવ ॥ ટેક ॥ ૧ ॥ તેજોમય તનુ ધારી સ્વેત દિપ સ્વામિ ॥ મુનીગન મધ્ય બીરાજે અતી અગણિત નામી ॥ જય ॥ ૨ ॥ અનંત ચંદ્ર રવિ સરખા મહામુનીવર સંગે ॥ ચરણ કમળ નિત સેવે અતિશે ઉમંગે ॥ જય ॥ ૩ ॥ નારાયણ પુરવાસી અગણિત નરનારી ॥ પ્રેમ ઘ-

ણે કરી પૂજે પ્રભુપદ સુખકારી ॥ જય ॥ ૪ ॥ બ્રહ્મા ભવ સનકાદિક નિત દરસન આવે ॥ સુક સારદ મુનિ નારદ નિશદીન ગુણ ગાવે ॥ જય ॥ ૫ ॥ પ્રગટ રૂપ પુરૂષોત્તમ હરી આજ અવતરી ॥ મુક્તાનંદ મહા પ્રભુપર જાઐ બલિહારી ॥ જય ॥ ૬॥ પદ ॥ ૨ ॥

જય સદગુરૂ સ્વામી ॥ સહજાનંદ દયાળુ બળવંત બહુ નામી ॥ જયદેવ જયદેવ ॥ ટેક ॥ ૧ ॥ ચરણ સરોજ તમારાં વંદુ કર જોડી ॥ ચરણે ચિત્ત ધર્યાથી દુખ નાંખ્યાં તોડી ॥ જય ॥ ૨ ॥ નારાયણ નર ભ્રાતા દ્વિજ કુળ તનુ ધારી ॥ પામર પતિત ઓધાર્યા અગણિત નરનારી ॥ જય ॥ ૩ ॥ નિત નિત નઉત્તમ લીળા કરતા અવીનાશી ॥ અડસઠ તીરથ ચરણે કોટી ગયા કાશી ॥ જય ॥ ૪ ॥ પુરૂષોત્તમ પરગટનું જે દરશન કરશે ॥ કાળ કરમથી છુટી કુટુંબ સહિત તરશે ॥ જય ॥ ૫ ॥ આ અવસર કરૂણાનિધી કરૂણા બહુ કીધી ॥ મુક્તાનંદકે મુક્તિ સુગમ કરી સિધી ॥ જય ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

---

## સિતળ આરતી.

રાગ બીહાગ—સિતળ આરતી કીજે ॥ શ્રી કૃષ્ણની સિ

તજી આરતી કીજે ॥ સોભા ધામ શામ મુખ નિરખત ॥ જન-
મ સુફળ કરી લીજે ॥ શ્રી ॥ ૧ ॥ અગ્રબાતિ ધ્રતબાતિ અનો
પમ ॥ સો પાવકસેં પ્રજારી ॥ અંગોઅંગ ભુષન મનિ ઝળક-
ત ॥ ભઇ શોભા અતી ભારી ॥ શ્રી ॥ ૨ ॥ સુરિનર મુની સ-
બ આએ દરસહિત ॥ બોલત જયજય બાંની ॥ મધુર મધુર
બાજંત્ર બજાવત ॥ હોવત ધુની સુખદાનિ ॥ શ્રી ॥ ૩ ॥ શ્રી
ઘનશ્યામ પિયા છબી નિરખત ॥ આનંદ ઉર ન સમાવે ॥ મુ-
ક્તાનંદ મદન મોહનપર ॥ વારવાર બલ જાવે ॥ શ્રી ॥ ૪ ॥
પદ ॥ ૧ ॥

રાગ બીહાગ—પોઢે પ્રભુ સકળ મુનિકે શામ ॥ શ્રી ના-
રાયાણ દિવ્ય મૂરતી ॥ સંતનકે વિસરામ ॥ પોઢે ॥ ટેક ॥ ૧ ॥
અક્ષરપર આનંદ ઘન પ્રભુ ॥ કિયોહે ભૂપર ઠામ ॥ જેહી મિ-
લત જન તરત માયા ॥ લહત અક્ષર ધામ ॥ પોઢે ॥ ૨ ॥ સા-
રદ શેષ મહેશ મહા મુની ॥ જપત જેહી ગુન નામ ॥ જાસ
પદ રજ શિશ ધરી ધરી ॥ હોત જન નિષ્કામ ॥ પોઢે ॥ ૩ ॥
પ્રેમ કે પરયંક પર પ્રભુ ॥ કરત સુખ આરામ ॥ મુક્તાનંદ નિ-
જ ચરન ઢિગ ॥ ગુન ગાત આઠુ જામ ॥ પોઢે ॥ ૪ ॥પદ॥૧॥

---

## હનુમાનજીની આરતી.

જય કપી બળવંતા ॥ જય કપી બળવંતા ॥ સુરીનર મુ-નીજન વંદીત ॥ કદરજ હનુંમંતા ॥ જય ॥ ૧ ॥ પ્રૌઢ પ્રતાપ પવન સુત ॥ ત્રીભુવન જયકારી ॥ અસુર રીપુ મદ ગંજન ॥ ભય સંકટ હારી ॥ જય ॥ ૨ ॥ ભૂત પીસાચ વીકટ ગ્રહ ॥ પીડત નહીં જંપે ॥ હનુમંત હાક સુણીને ॥ થર થર થર કંપે ॥ જય ॥ ૩ ॥ રઘુવર સાહે ઓળંગ્યો ॥ સાગર અતી ભારી ॥ શીતા શોધ લીઆએ ॥ કપી લંકા જારી ॥ જય ॥ ૪ ॥ રામ ચરણ રતી દાયક ॥ શરણાંગત ત્રાતા ॥ પ્રેમાનંદ કહે હનુમંત॥ વાંછીત ફળ દાતા ॥ જય ॥ ૫ ॥

---

## અથ ધુન્ય લખી છે.

રામકૃષ્ણ ગોવિંદ જેજે ગોવિંદ ॥ હરે રામ ગોવિંદ જે જે ગોવિંદ॥ નારાયણ હરે, શ્રીમન નારાયણ હરે ॥ કૃષ્ણ દેવ હરે, જેજે કૃષ્ણ દેવ હરે ॥ વાસુદેવ હરે, જેજે વાસુદેવ હરે ॥ વાસુદેવ ગોવિંદ, જેજે વાસુદેવ ગોવિંદ ॥ રાધે ગોવિંદ જે રાધે ગોવિંદા ॥ વ્રંદાવન ચંદ જે રાધે ગોવિંદા ॥ માધવ મુકંદ જે માધવ મુકંદા ॥ આનંદ કંદ જે માધવ મુકંદા ॥

---

## अथ राधिकाकृष्णाष्टक लिख्यते.

नवीनजमूितसमानवर्णम् ॥ रत्नोल्लसत्कुंडलशोभि
कर्णम् ॥ महाकिरीटाग्रमयूरपर्णम् ॥ श्रीराधिका
कृष्णमहंनमामि ॥ १ ॥ निधायपाणिद्वितयेनवेणुं॥
निजाधरेशेखरयातरेणुं ॥ निनादयंतंचगतौकरेणुं॥
श्रीरा ॥ २ ॥ विशुद्धहेमोज्ज्वलपीतवस्त्रं ॥ हतारि
यूथंचाविनापिशस्त्रं ॥ व्यर्थीकृतानेकमुराद्दिडस्त्रं ॥
श्रीरा ॥ ३ ॥ अधर्म्मतिष्यार्द्दितसाधुपालं ॥ सद्धर्म्म
वैरासुरसंघकालम् ॥ पुष्पादिमालं व्रजराजबा
लम् ॥ श्रीरा ॥ ४ ॥ गोपीप्रियारंभितरासखेलं ॥
रासेश्वरीरंजनकृत्प्रहेलं ॥ स्कंधोल्लसत्कुंकुमचि
न्हचेलं ॥ श्रीरा ॥ ५ ॥ वृंदावनेप्रीततयावसंतं ॥
निजाश्रितानापदउद्धरंतं ॥ गोगोप गोपीरभिनंदयं

तं ॥ श्रीरा ॥ ६ ॥ विश्वद्विषन्मन्मथदर्प्पहारं ॥ संसारिजीवाश्रयणीयसारं ॥ सदैवसत्पूरुषसौख्यकारं ॥ श्रीरा ॥ ७ ॥ आनंदितात्मव्रजवासितोकं ॥ नंदादि संदर्शित दिव्यलोकं ॥ विनाशितस्वाश्रित जीवशोकं ॥ श्रीरा ॥ ८ ॥

---

## संध्या आरती समानी प्रार्थना.

નિરવિકલ્પ અતી ઉત્તમ, નિશ્ચે તવ ઘનશ્યામ ॥ મહાત્મ જ્ઞાન જુત ભકિત તવ, એકાંતિક સુખ ધામ ॥ ૧ ॥ મોહિ મે તવ ભકતપનો ॥ તામે કોઇ પ્રકાર ॥ દોષ ન રહે કોઇ જાતકો ॥ સુનિયો ધર્મકુમાર ॥ ૨ ॥ તુમારો તવ હરિ ભકતકો ॥ દ્રોહ કબુ નહિં હોય ॥ એકાંતિક તવ દાસકો ॥ દિયો સમાગમ મોય ॥ ૩ ॥ નાથ નિરંતર દરસ તવ ॥ તવ દાસનકો દાસ ॥ એહિ માગુ કરિ વીનય હરિ ॥ સદા રાખિયો પાસ ॥ ૪ ॥ હે કૃપાળો હે ભકત પતે ॥ ભકત વત્છળ સુનો બાત ॥ દયા સિંધુ સ્તવન કરિ ॥ માગુ વસ્તુ સાત ॥ ૫ ॥ સહજાનંદ મહારાજકે ॥

સબ સતસંગિ સુજાન ॥ તાકો હોય દ્રઢ વ્રતકો ॥ શિક્ષાપત્રિ પ્રમાણ ॥ ૬ ॥ સો પત્રિમે અતિ બડો ॥ નેમ એકાદશ જોય તાકિ વિગતિ કહત હુ ॥ સુનીયો સબ ચિત્ત પ્રોય ॥ ૭ ॥ હિંસા ન કરનિ જંતકી ॥ પર ત્રિયા સંગકો ત્યાગ ॥ માંસ ન ખાવત મદ્યકુ ॥ પિવત નહિ બડ ભાગ્ય ॥ ૮ ॥ વિધવાકુ પરસત નહિં ॥ કરત ન આતમઘાત ॥ ચોરિ ન કરનિ કાહુકિ ॥ કલંક ન કોહુકુ લગાત ॥ ૯ ॥ નિંદત નહિ કોય દેવકુ ॥ બિન ખપનો નહિં ખાત ॥ વિમુખ જીવકે વદનસે ॥ કથા સુનિ નહિં જાત ॥ ૧૦ ॥ એહિ વિધિ ધર્મ સમિપમે, બરતો સબ હરિદાસ ॥ ભજો શ્રી સહજાનંદ પદ ॥ છોડી ઓર સબ આસ ॥ ૧૧ ॥ રહિ એકાદશ નીમમે ॥ કરો શ્રી હરિ પદ પ્રીત ॥ પ્રેમાનંદકે ધામમે ॥ જાવો નિસંક જગજીત ॥ ૧૨ ॥

---

## ગોડી.

કોઉ કામ ન આવે પ્રભુ વીના કોઉ કામ ન આવે ॥ જબ ઘેરે જમ કીંકર જીવકું મતલબકુ સબ ધાવે॥ પ્રભુ ॥ ટેકા॥ માત પીતા જુવતી સુત બંધુ ॥ નીજ નીજ સ્વારથ ગાવે ॥ અંત સમે હરી ભજન ભુલાવે ॥ આલ પંપાલ બતાવે ॥ પ્રભુ ॥ ૧ ॥

લોહ જંજીર જકડ કર જીવકું જમપુરમે લઇ જાવે ॥ ધર્મ રાય જમ લેખાં માગે તબ પ્રાણી પીસતાવે ॥ પ્રભુ ॥ ૨ ॥ ભય ભંજન ભગવાન ભજ્યા વીન ॥ અબ આં કુન છોડાવે ॥ મેં નહીં માની સંતનકી વારતા ॥ યુ કહી શીશ ડોલાવે ॥ પ્રભુ ॥ ૩ ॥ જમરા જોરસે મુદગળ મારે ॥ કાટી કાટી તન ખાવે ॥ મુક્તાનંદ વખતસર ચેતસે ॥ સો પ્રાણી સુખ પાવે ॥ પ્રભુ ॥ ૪ ॥ પદ ૧ ॥

ભય ભંજન ભગવાન સુમરલે ભય ભંજન ભગવાન ॥ જીન સમરે તીન મહા સુખ પાયો ગાવત વેદ પુરાણ ॥ સુમ ॥ ટેક ॥ ધ્રુ અમરીષ પ્રલ્હાદ ભભીક્ષણ ॥ સુમરે સારંગપાંન ॥ પ્રગટ પ્રતાપ ભયો આ ભવમે ॥ જાણત જાણ અજાણ ॥ સુમ ॥ ૧ ॥ મીરાં લોક લાજ કુલ તજકે ॥ ભઇ હરીસે એક તાંન ॥ કુમતી વીષકો પાન કરાયો ॥ સો ભયો પીયુંષ સમાન ॥ સુમ ॥ ૨ ॥ બલી ગુરૂ શીષ સુણી નહીં શ્રવણે ॥ દીનો સરવશ દાંન ॥ ઉલટે આપ ભયે તાકે વશ કરી નીજ વચન પ્રમાણ ॥ સુમ ॥ ૩ ॥ અનંત બાતકી એક બાત હે ॥ સુણી લીજ્યો સબ કાંન ॥ મુક્તાનંદ જીયોકે જગમે ॥ નહિ હીતકારી આંન ॥ સુમ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

અવશાર કોણ સુધાર્યો અમુલીક અવશાર કોણ સુધાર્યો ॥

નર દેહી દેવનકુ દુર્લભ ॥ સો વપું વ્રથારી બીગાર્યો ॥ અમુ॥ ૧ ॥ આ તન સબકો આદી કારણ જાંહાં જાંહાંલુ મન ધારે ॥ સ્વર્ગ નર્ક અપવર્ગ આહી કરી ॥ નીગમ પુરાણ પુકારે ॥ અમુ ॥ ૨ ॥ આ તને મીલે પ્રગટ પુરૂષોત્તમ ॥ આ તન નેહ ની· ભવારે ॥ હરીકે ચરણ કમળ ઉર ધરીકે કુળ એકોનેર તારે ॥ અમુ ॥ ૩ ॥ સાચે સંત મીલે જબ જીયકુ ॥ તબ મોહકી ફાંસી ટારે ॥ મુક્તાનંદ મીલાવે હરિકું ॥ જન્મ કોટી અઘ હારે ॥ અમુ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

વ્રથા ગયે પન તીના ભજન વીના વ્રથા ગયે પન તીના ॥ તા હરી ભજે ભવ દુખ ભાગે ॥ રહયો વીષયમે લીના ॥ ભજ ॥ ૧ ॥ મમતામે માથાલગી ખુનો મનમે માને પ્રવીના ॥ હરીજન દેખીકે હાસી કરતહે ॥ માહા શઠ મતીકો હીના ॥ ભજ ॥ ૨ ॥ સ્વારથ કાજે શ્વાંન જ્યું ડોલે ॥ પરધનમે હોયી દીના ॥ પરમારથકો રેહસ ન પીછયો ॥ મનમે અધીક મલી- ના ॥ ભજ ॥ ૩ ॥ ના કરનીસો સબ કર બેઠા ॥ કરની કછુ નહીં કીના ॥ મુક્તાનંદકે ભજ્યા વીના મોહન ॥ સબ બીધી હોયગે દીના ॥ ભજ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

લગની લાગીરે મારે લગની લાગી ॥ શખી શામળીયા

સંગાથે મારે લગની લાગી ॥ મીઠે સ્વરે મોહનજીની મોરલી વાગી ॥ સાંભળતાંમાં ચટકી લાગી જબકી જાગી ॥ લગની ॥ ૧ ॥ વ્રંદાવનની વાટે ચાલી કુળ લજ્યા ત્યાગી ॥ વાંશળી વજાડતાં જોયા શાંમ સોહાગી ॥ લગની ॥ ૨ ॥ રશીયા સંગે રમતાં સર્વે ભ્રમના ભાગી ॥ મેં તો અખંડ સોહાગ્ય લીધો મુખડે માગી ॥ લગની ॥ ૩ ॥ મુક્તાનંદ કેહે પલ એક ન્યારા ન મેલું વાહાલો ॥ શીરને સાટે ક્યાંથી મળે નંદનો લાલો ॥ લગની ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

ગીરધારીરે સખી ગીરધારી ॥ મારે નીરભે અખુટ નાણું ગીરધારી ॥ ખરચ્યું ના ખુટે એને ચોર ન લુટે ॥ દામની પેઠે એ ગાંઠ બાંધ્યું ન છુટે ॥ ગીરધારી ॥ ૧ ॥ અણગલ નાણું સંચી અંતે નીરધનીયાં જાયે ॥ તેની પેઠે નીરભે નાણું દુર ન થાયે ॥ ગીરધારી ॥ ૨ ॥ સંપત્ય વીપત્ય સર્વે સુપનું જાણું ॥ હરીના ચરણની સેવા પુરણ ભાગ્ય પરમાણું ॥ ગીરધારી ॥ ૩ ॥ મુક્તાનંદકે મોહન વરને ઉરમાં ધારી ॥ હવે દુ:ખ ને દાલીદ્ર થકી થઇ હું ન્યારી ॥ ગીરધારી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

સુખ પામીરે સખી સુખ પામી ॥ હું તો શામળીયાને શરણે જાતાં સુખ પામી ॥ શરણાગતને પાળે સદા બહુ નામી ॥ મારે હરીનો ઉપર હાથ કશી ન રહી ખાંમી ॥ સુખ ॥ ૧ ॥ તપ

ને તીરથ મેં તો કાંઇ ન કીધું ॥ મારે ઘેરચ બેઠાં શાંમ થકી કાર જ સીધું ॥ સુખ ॥ ૨ ॥ સંસારીનું સુખડું જુઠું આવે ને જાયે ॥ હરીનો અખંડ સોહાગ્ય કેદી કાળ ન ખાયે ॥ સુખ ॥ ૩ ॥ મુક્તાનંદ કહે હરી હરી જનની ગતી છે ન્યારી ॥ એને દેહ દરશી દેખે પોતા જેવા સંસારી ॥ સુખ ॥ ૪ ॥ પદ ૩ ॥

છેલ છોગાળોરે મીઠો મોરલીવાળો ॥ મારે મંદિરીએ પધારે નિત છેલ છોગાળો ॥ હસતાં હસતાં મુજને દેખી આનંદ પામે ॥ એની કરૂણાની દ્રષ્ટી સર્વે દુખડાં વાંમે ॥ છેલ ॥ ૧ ॥ મોતીડાંની માળા પેરી મલપતો આવે ॥ ગાવું ત્યાં સંગાને મારે પ્રેમશું ગાવે ॥ છેલ ॥ ૨ ॥ મેં વાલો વસ કીધા મુજને વાલે વસ કીધી ॥ આમાસામી પાન બીડી દીધી ને લીધી ॥ છેલ ॥ ૩ ॥ મુક્તાનંદકે મોહન સંગે લાભ ઘણો લીધો ॥ મુખડેથી તંબોળ મુજને મેર કરી દીધો ॥ છેલ ॥ ૪ ॥ પદ॥૪॥

---

શામની છબીરે સખી શામની છબી ॥ જોને ફુલડેથી છાઇ સખી શામની છબી ॥ ટેક ॥ ૧ ॥ ફુલડાના તોરાની ફારે ભમર કરે ગુંજાર ॥ અંગોઅંગ હરિને શોભે ફુલડાના સાણગાર ॥ શામની ॥ ૨ ॥ કાનોમે ફુલડાનાં કુંડળ ફુલાના ભુજબંધ ॥ ફુલતાણા ગજરા ફાવે છે સુંદર માંઇ સુગંધ ॥ શામની ॥

૩ ॥ ફુલતણો શિર મુગટ જોઇને મગન ફરે વ્રજનાર ॥ ફુલતણી શોભાપર જાયે બ્રંહ્માનંદ બલહાર ॥ શામની ॥ ૪ ॥ પદ ૧ ॥

ફૂલની માળારે શોભે ફૂલની માળા ॥ એની સુંદર વરને શોભે ગળે ફૂલની માળા ॥ ટેક ॥ ૧ ॥ નવલ કુસંબી પટકા ઉપર તોરે હથ્ર વાળી ॥ ફૂલની પછોડી ઓઢી ઉભા વનમાળી ॥ ફૂલની ॥ ૨ ॥ ફૂલડાની વજંતી માળા હરીવરને ફાવે ॥ એ માળાને જોવા સારૂ ઈંદ્રાદિક આવે ॥ ફૂલની ॥ ૩ ॥ ફૂલ કલંગી માથે લટકે છબી નૌતમ સારી ॥ બ્રંહ્માનંદકે નટવર મુરતિ નેણુંમાં ધારી ॥ ફૂલની ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ફૂલની બાંધીરે પોંચી ફૂલની બાંધી ॥ હેલિ નટવરજીને હાથે પોંચી ફૂલની બાંધી ॥ ટેક ॥ ૧ ॥ ફૂલ તણાં છોગલિયાં ફરતાં મેલ્યાં મરમાળાં ॥ કાનો ઉપર ફુલડાં ખોસ્યાં લાગે રૂપાળાં ॥ ફૂલની ॥ ૨ ॥ ફૂલ દડો ઉછાળે વાલો લટકે મન લેવા ॥ એ લટકાને જોવા આવે ભવ બ્રંહ્મા જેવા ॥ ફૂલની ॥ ૩ ॥ ફૂલડાંની ટોપી ગુંથીને પ્રેમે પેરાવી ॥ બ્રંહ્માનંદકે એ છબી મેં તો અંતર ઠેરાવી ॥ ફૂલની ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

મન મારૂં મોયુંરે હેલી મન મારૂં મોયું ॥ એની ફુલડાંની શોભા જોઇને મન મારૂં મોયું ॥ ટેક ॥ ૧ ॥ ફુલડાના ગજરા ધારયા સુંદર વર છેલે ॥ જે ગજરાની ફરે ભમરા કેડો ન

મેલે ॥ મન ॥ ૨ ॥ ફુલડાં કેરા તોરા પેર્યા વ્રજજીવન વાલે ॥ ભુધરજી ફુલાને ભારે લટકંતા ચાલે ॥ મન ॥ ૩ ॥ અલબેલાને સર્વે અંગે ફુલે ફુલ વાડી ॥ બ્રંહ્માનંદકે એ છબિ જોવા આવે સૈ દાડી ॥ મન ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥



ફૂલના પેરીરે જામા ફૂલના પેરી ॥ ફૂલ્યો રસિક સુજાણ જામા ફૂલના પેરી ॥ ફૂલના ॥ ટેક ॥ ૧ ॥ ફૂલનો મુગટ કુંડળ ફૂલના છે કાન ॥ ઉઢી ઉપડણિ ફૂલાની શોભે વાલો ભીને વાન ॥ ફૂલના ॥ ૨ ॥ સુધંધી ફૂલાના શોભે હૈડે સુંદર હાર ॥ માથે ફૂલડાનાં તોરા અંગે તેજનો અંબાર ॥ ફૂલના ॥ ૩ ॥ ફૂલડાના ગજરા બાજુ ફૂલની છડી ॥ કરે ઈંદ્ર ઉપરથાં પ્રેમે ફૂલની ઝડી ॥ ફૂલના ॥ ૪ ॥ ફૂલડાના ઝાંઝર ચરણે પેરી સુંદર શામ ॥ મુક્તાનંદને વાલે કીધું ઘેલું ગોકુળગામ ॥ ફૂલના ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

ફૂલડાં ધારીરે અંગે ફૂલડાં ધારી ॥ શોભે શામળીઓ સુજાણ અંગે ફૂલડાં ધારી ॥ ટેક ॥ ૧ ॥ જરકસી પાઘડલીમાં ફૂલનના તોરા ॥ માથે ભમર ગુંજાર કરી આવે છે ઓરા ॥ ફૂલડાં ॥ ૨ ॥ હૈડા ઉપર હાર સુંદર ફૂલના પેરી ॥ ચોરે મા·

નનિયુનાં મનને પ્યારો લટકાળો લેરી ॥ ફૂલડાં ॥ ૩ ॥ ફૂલોનાં સાણગાર પેરી પ્રીતમજી પ્યારો ॥ અતિ આનંદ વધારે નિત્ય નંદનો લાલો ॥ ફૂલડાં ॥ ૪ ॥ મુકતાનંદનો વાલો ફુલ્યા ગોપીને રંગે ॥ ગોપી અંગોઅંગ ફુલી રહી શામળા સંગે ॥ ફૂલડાં ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

નેણને બાણેરે મારી નેણને બાણે ॥ મુને મોહનજી મરમાળે મારી નેણને બાણે ॥ ટેક ॥ ૧ ॥ નેણુંને નજારે પ્રિતમ પ્રાણ હર્યા મારા ॥ એક ઘડી અલબેલો વાલો નહીં મેલું ન્યારા ॥ નેણને ॥ ૨ ॥ નંદકુંવરનાં નેણું કેરા જાદુડાં ભારી ॥ એની આંખડીયુંને જોતાં સર્વ મોઇ રહિ નારી ॥ નેણને ॥ ૩ ॥ જોયા વિના જંપ ન થાય શું કરિયે બેની ॥ હું તો વાલાને વશ થઈ છું લાગી મોહની એની ॥ નેણને ॥ ૪ ॥ મુકતાનંદને વાલે મારૂં ચિત લિધું ચોરી ॥ એનું મુખ જોઈ જીવું જેમ ચંદ્ર ચકોરી ॥ નેણને ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

પ્રીતડી બાંધીરે મારે પ્રીતડી બાંધી ॥ સખી સામળીઆ સંગાથે મારે પ્રીતડી બાંધી ॥ ટેક ॥ ૧ ॥ નંદકુંવર નવરંગી સંગે લાગી રંગ ઝડી ॥ મારે ગોવરધન ધારી સું ગાંઠ પ્રેમની પડી ॥ પ્રીતડી ॥ ૨ ॥ હૈડાં કેરો હાર મોહન નહીં મેલું ન્યારો ॥ મારા જીવલડા સંગાતે જડયો નંદ દુલારો ॥ પ્રીતડી ॥ ૩ ॥

સુંદર વરને સંગે મારૂં અંગ રહયું ફુલી ॥ એને સુખે હું સં-
સાર ફેરો મારગડો ભુલી ॥ પ્રીતડી ॥ ૪ ॥ મુક્તાનંદને પ્યારે
પ્રેમે બાંહે ગ્રહી મારી ॥ પ્રીતમને પ્રતાપે સેજે થૈ રહી જગ
ન્યારી ॥ પ્રીતડી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## ચેષ્ટાના પદ. રાગ ગરબી.

પ્રથમ હરિનેરે ચરણે શિશ નમાવું ॥ નઉત્તમ લીળારે નારાયણની ગાવું ॥ ૧ ॥ મોટા મુનિવરરે એકાગ્રહ કરિ મનને ॥ જેને કાજેરે સેવે જાઇ વનને ॥ ૨ ॥ આસન સાધિરે ધ્યાન ધરિને ધારે ॥ જેની ચેષ્ટારે સ્નેહ કરી સંભારે ॥ ૩ ॥ સેજ સ્વભાવિકરે પ્રકૃતિ પુરૂષોત્તમની ॥ સુણતાં સજ્જનીરે બીક મટાડે જમની ॥ ૪ ॥ ગાવું હેતેરે હરિના ચરિત્ર સંભારી ॥ પાવન કરજોરે પ્રભુજી બુદ્ધિ મારી ॥ ૫ ॥ સહજ સ્વભાવેરે બેઠા હોય હરી જ્યારે ॥ તુળસિની માળારે કર લઇ ફેરવે ત્યારે ॥ ૬ ॥ ર-મુજ કરતારે રાજીવ નેણુ રૂપાળા ॥ કોઇ હરિ જનનીરે માગી લઇને માળા ॥ ૭ ॥ બેવડી રાખીરે બન્ને માણકા જોડે ॥ ફેરવે તાંણીરે કોઇક માળા તોડે ॥ ૮ ॥ વાતુ કરતારે રમુજ કરીને હસતા ॥ ભેળી કરીરે માળા કરમાં ઘસતા ॥ ૯ ॥ ક્યારેક મિ-

ચિરે નેત્ર કમળને સ્વામી ॥ પ્રેમાનંદ કેરે ધ્યાન ધરે બહુ ના-
મિ ॥ ૧૦ ॥ પદ ॥ ૧ ॥

સાંભળ સૈયરરે લીળા નટ નાગરની ॥ સુણતાં સુખડું રે આપે સુખ સાગરની ॥ ૧ ॥ નેત્ર કમળનેરે રાખી ઉઘાડાં ક્યારે ॥ ધ્યાન ધરિનેરે બેસે જીવન બારે ॥ ૨ ॥ ક્યારેક ચમકીરે ધ્યાન કરંતા જાગે ॥ જોતાં જીવનરે જનમ મરણ દુખ ભાગે ॥ ૩ ॥ પોતા આગળરે સભા ભરાઇ બેસે ॥ સંત હરિજનરે સામું જોઇ રહે છે ॥ ૪ ॥ ધ્યાન ધરિનેરે બેઠા હોય હરિ પોતે ॥ સંત હરિજનરે ત્રપત ન થાય જોતે ॥ ૫ ॥ સાધુ કિરતનરે ગાય વજાડિ વાજાં ॥ તેમને જોઇરે મગન થાય માહારાજા ॥ ૬ ॥ તેમની ભેળારે ચપટી વજાડી ગાય ॥ સંત હરીજનરે નિરખી રાજી થાય ॥ ૭ ॥ ક્યારેક સાધુરે ગાય વજાડી તાળી ॥ ભેળા ગાયરે તાળી દઇ વનમાળી ॥ ૮ ॥ આગળ સાધુરે કિરતન ગાય જ્યારે ॥ પોતા આગળરે કથા વંચાય ત્યારે ॥ ૯ ॥ પોતે વારતારે કરતા હોય બહુ નામી ॥ ખસતા આવેરે પ્રેમાનંદના સ્વામી ॥ ૧૦ ॥ પદ ॥ ૨ ॥

મનુષ્ય લિળારે કરતા મંગળકારી ॥ ભક્ત સભામાંરે બેઠા ભવ ભય હારી ॥ ૧ ॥ જેને જોતાંરે જાય જગ આશક્તિ ॥ જ્ઞાન વૈરાગરે ધર્મ સહિત જે ભકિત ॥ ૨ ॥ તે સંબંધીરે વારતા ક-

રતા ભારી ॥ હરિ સમજાવેરે નિજ જનને સુખકારી ॥ ૩ ॥ જોગને શાંખ્યરે પંચ રાત્ર વેદાંત ॥ એ શાસ્ત્રનોરે રહુસ કહે કરિ ખાંત ॥ ૪ ॥ જ્યારે હરિજનરે દેશ દેશના આવે ॥ ઉછવ ઉપરરે પુજા બહુ વિધ લાવે ॥ ૫ ॥ જાણિ પોતાનારે સેવક જન અવિનાશી ॥ તેમની પુજારે ગ્રહણ કરે સુખ રાશી ॥ ૬ ॥ ભક્ત પોતાનારે તેને શામ સુજાણ ॥ ધ્યાન કરાવિરે ખેંચે નાડી પ્રાણ ॥ ૭ ॥ ધ્યાનમાંથીરે ઉઠાડે નિજ જનને ॥ દેહમાં લાવેરે પ્રાણ ઈંદ્રી મનને ॥ ૮ ॥ સંત સભામાંરે બેઠા હોય અવિનાશ ॥ કોઇ હરીજનનેરે તેડવો હોય પાસ ॥ ૯ ॥ પેહેલી આંગળીરે નેત્રતણિ કરિ શાંમ ॥ પ્રેમાનંદકેરે સાન કરે ભગવાન ॥ ૧૦ ॥

પદ ॥ ૩ ॥

મોહનજીનીરે લિળા અતિ સુખકારી ॥ આનંદ આપેરે સુણતાં ન્યારી ન્યારી ॥ ૧ ॥ કયારેક વાતુરે કરે મુનીવર સાથે ॥ ગુછ ફુલાનાંરે ચોળે છે બે હાથે ॥ ૨ ॥ સિતળ જાણીરે લીંબુ હાર ગુલાબી ॥ તેને રાખેરે આંખ્યો ઉપર દાબી ॥ ૩ ॥ કયારેક પોતેરે રાજીપામા હોય ॥ વાતુ કરેરે કથા વંચાય તોય ॥ ૪ ॥ સાંભળે કિરતનરે પોતે કંઇક વિચારે ॥ પુછવા આવેરે જમવાનું કોઇ ત્યારે ॥ ૫ ॥ હાર ચઢાવેરે પુંજા કરવા આવે ॥ તેના ઉપરરે બહુ ખીજી રીસાવે ॥ ૬ ॥ કથા સાંભળતાંરે હરે હરે

કરી બોલે ॥ મરમ કથાનોરે સુણિ મગન થઇ ડોલે ॥ ૭ ॥ ભા-ન કથામાંરે બીજી ક્રીયા માંએ ॥ ક્યારે અચાનકરે જમતાં હરે બોલાએ ॥ ૮ ॥ થાય સ્મૃતીરે પોતાને જ્યારે તેની ॥ થોડુંક હસેરે ભક્ત સામું જોઇ એની ॥ ૯ ॥ એમ હરિ નિતનિતરે આ-નંદ રસ વરસાવે ॥ એ લિળારસરે જોઇ પ્રેમાનંદ ગાવે ॥ ૧૦ ॥ પદ ॥ ૪ ॥

સાંભળ સજનીરે દિવ્ય સ્વરૂપ મોરારી ॥ કરે ચરિત્રરે મ-નુષ્ય વિગ્રહ ધારી ॥ ૧ ॥ થયા મનોહરરે મોહન મનુષ્ય જેવા ॥ રૂપ અનુપમરે નિજ જનને સુખ દેવા ॥ ૨ ॥ ક્યારેક ઢોલિ-યેરે બેસે શ્રી ઘનશામ ॥ ક્યારેક બેસેરે ચાકળે પૂરણ કામ ॥ ૩ ક્યારેક ગોદડુંરે ઓછાડે સહીતે ॥ પાથર્યું હોયરે તેપર બેસે પ્રીતે ॥ ૪ ॥ ક્યારેક ઢોલિયારે ઉપર તકીયો ભાળી ॥ તેપર બે-સેરે શામ પલાંઠી વાળી ॥ ૫ ॥ ઘણુંક બેસેરે તકિએ ઓઠિં-કણ દઇને ॥ ક્યારેક ધુંટણરે બાંધે ખેસ લઇને ॥ ૬ ॥ ક્યારેક રાજીરે થાય અતિસેં આલી ॥ સંત હરિજનનેરે ભેટે બાથમાં ઘાલી ॥ ૭ ॥ ક્યારેક માથેરે મેલે લઇ બે હાથ ॥ છાતિ માયરે ચરણ કમળ દે નાથ ॥ ૮ ॥ ક્યારેક આપેરે હાર તોરા ગીરધા-રી ॥ ક્યારેક આપેરે અંગનાં વસ્ત્ર ઉતારી ॥ ૯ ॥ ક્યારેક આ-પેરે પ્રસાદીના થાળ ॥ પ્રેમાનંદ કેરે ભક્તતણા પ્રતિપાળ ॥

૧૦ ॥ પદ ॥ ૫ ॥

એવાં કરેરે ચરિત્ર પાવનકારી ॥ સુકજી સરખારે ગાવે નિત સંભારી ॥ ૧ ॥ ક્યારેક જીભનેરે દાંત તળે દબાવે ॥ ડાબે જમણેરે પડખે સહજ સ્વભાવે ॥ ૨ ॥ છીંક જ્યારે આવેરે ત્યારે રૂમાલ લઇને ॥ છીંક ખાયરે મુખપર આડો દઇને ॥ ૩ ॥ રમુજ આણીરે હસે અતિ ઘનશામ ॥ મુખપર આડોરે રૂમાલ દૈ સુખ ધામ ॥ ૪ ॥ ક્યારેક વાતુરે કરતા થકા દેવ ॥ છેડે રૂમાલનેરે વળ દિધાની ટેવ ॥ ૫ ॥ અતિ દયાળુરે સ્વભાવ છે સ્વામીનો ॥ પરદુખ હારીરે વારી બહુ નામીનો ॥ ૬ ॥ કોઇને દુખિયોરે દેખી ન ખમાય ॥ દયા આણીરે અતી આકળા થાય ॥ ૭ ॥ અંન ધંન વસ્રરે આપીને દુખ ટાળે ॥ કરૂણા દ્રષ્ટીરે દેખી વાંનજ વાળે ॥ ૮ ॥ ડાબે ખભેરે ખેસાડ સોડે નાંખી ॥ ચાલે જમાણુરે કરમાં રૂમાલ રાખી ॥ ૯ ॥ ક્યારેક ડાબોરે કર કેડ ઉપર મેલી ॥ ચાલે વાલોરે પ્રેમાનંદનો હેલી ॥ ૧૦ ॥ પદ ॥ ૬ ॥

નિત નિત નઉત્તમરે લીળા કરે હરિરાય ॥ ગાતાં સુણતાંરે હરિજન રાજી થાય ॥ ૧ ॥ સહજ સ્વભાવેરે ઉતાવળા બહુ ચાલે ॥ હેત કરીનેરે બોલાવે બહુ વાલે ॥ ૨ ॥ ક્યારેક ઘોડેરે ચડવું હોય જ્યારે ॥ ક્યારેક સંતનેરે પિરસવા પધારે ॥ ૩ ॥ ત્યારે ડાબેરે ખભે ખેસને આણી ॥ ખેસને બાંધેરે કેડ સંઘાથે

તાણી ॥ ૪ ॥ પીરસે લાડુરે જલેબી ઘનશામ ॥ જાણસ જમ્યા નીરે લઇ લઇ તેનાં નામ ॥ ૫ ॥ ફરે પંગતમાંરે વારમવાર મા-હારાજ ॥ સંત હરીજનને પીરસવાને કાજ ॥ ૬ ॥ શ્રધા ભ-ક્તિરે અતી ઘણી પીરસતાં ॥ કોઇના મુખમાંરે આપે લાડુ હ-સતાં ॥ ૭ ॥ પાછલી રાત્રીરે ચાર ઘડી રે જ્યારે ॥ દાતણ કર-વારે ઉઠે હરી તેવારે ॥ ૮ ॥ નાવા બેસેરે નાથ પલાંઠી વાળી ॥ કર લઇ કળસિયોરે જળ ઢોળે વનમાળી ॥ ૯ ॥ કોરે વસ્ત્રેરે કરી સરીરને લુવે ॥ પ્રેમાનંદ કેરે હરીજન સર્વે જુવે ॥ ૧૦ ॥ પદ ॥ ૭ ॥

રૂડા શોભેરે નાઇને ઉભા હોવે ॥ વસ્ત્ર પેરેલુંરે સાથળ વ-ચ્ચે નિચોવે ॥ ૧ ॥ પગ સાથળનેરે લોહીને સારંગપાંણી ॥ કોરા બેસનેરે પેરે સારી પેઠે તાણી ॥ ૨ ॥ ઓઢી ઉપરણીરે રે સમી કોરની વાલે ॥ આવે જમવારે ચાખડીએ ચઢી ચાલે ॥ માથે ઉપરાણીરે ઓઢી બેસે જમવા ॥ કાન ઉઘાડારે રાખે મુન જનને ગમવા ॥ ૪ ॥ જમતાં દાબારે પગની પલાંઠી વાળી ॥ તે પર ડાબોરે કર મેલે વનમાળી ॥ ૫ ॥ જમણા પગનેરે રાખી ઉભો શામ ॥ તેપર જમણોરે કર મેલે સુખધામ ॥ ૬ ॥ રૂડી રીતેરે જમે દેવનાં દેવ ॥ વારેવારેરે પાણી પીવાની ટેવ ॥ ૭ ॥ જાણસ સવાદુરે જાણાય જમતાં જમતાં ॥ પાસે હરિજનરે બેઠા

હોય મન ગમતાં ॥ ૮ ॥ તેને આપીરે પછે પોતે જમે ॥ જમ-
તાં જીવનરે હરિજનને મન ગમે ॥ ૯ ॥ ફરવે જમતાંરે પેટ ઉ-
પર હરિ હાથ ॥ ઓટકાર ખાયરે પ્રેમાનંદનો નાથ ॥ ૧૦ ॥
પદ ॥ ૮ ॥

ચળું કર્યુંરે મોહન ત્રપત થઇને ॥ દાંતને ખોતરેરે સળી
રૂપાની લઇને ॥ ૧ ॥ મુખવાસ લઇનેરે ઢોલિયે બીરાજે ॥ પુ-
જા કરેરે હરિજન હેતે ઝાઝે ॥ ૨ ॥ પાંપણ ઉપરરે આંટો લઇ
અલબેલા ॥ ફેંટો બાંધેરે છોગું મેલી છેલા ॥ ૩ ॥ ગ્રષા રૂતુ-
નેરે સરદ રૂતુને જાણી ॥ ઘેલા નદીનારે નિરમળ નિર વખાણી
॥ ૪ ॥ સંત હરિજનનેરે સાથે લઇને શામ ॥ નાવા પધારેરે
ઘેલે પૂરણ કામ ॥ ૫ ॥ બહુ જળ ક્રિડારે કરતા જળમાં નાય ॥
જળમાં તાળીરે દઇને કિરતન ગાય ॥ ૬ ॥ નાહીને બારેરે નિ-
સરી વસ્ત્ર પેરી ॥ ઘોડે બેસીરે ઘેર આવે રંગલેરી ॥ ૭ ॥
પાવન જસનેરે હરિજન ગાતા આવે ॥ જીવન જોઇરે આનંદ
ઉર ન સમાવે ॥ ૮ ॥ ઘઢપુર વાસીરે જોઇને જકતાધાર ॥
સુફળ કરેછેરે નેણાં વારમવાર ॥ ૯ ॥ આવિ બીરાજેરે ઓસરી-
એ બહુ નામી ॥ ઢોલિયા ઉપરરે પ્રેમાનંદના સ્વામી ॥ ૧૦ ॥
પદ ॥ ૯ ॥

નિજ સેવકનેરે સુખ દેવાને કાજ ॥ પોતે પ્રગટયારે પુર-

ષોત્તમ માહારાજ ॥ ૧ ॥ ફળિયા માંઇરે સભા કરી વીરાજે ॥ પૂરણ શશિરે ઉડગણમાં જેમ છાજે ॥ ૨ ॥ બ્રહ્મરસ વરસેરે ત્રપત કરિ હરિ જનને ॥ પોઢે રાત્રીરે જમી શામ સુધ્ર અનને ॥ ૩ ॥ બે આંગળીએરે તિલક કર્યાની પેરે ॥ ભાળ વચેરે ઉભી રાખી ફેરે ॥ ૪ ॥ સુતાં સુતાંરે માળા માગી લઇને ॥ જમણે હાથેરે નિત ફેરવે ચિત દઇને ॥ ૫ ॥ ભુલ ન પડેરે કેદી એવું નેમ ॥ ધર્મ કુવરનિરે સેજ પ્રક્રતી એમ ॥ ૬ ॥ ભર નિંદ્રામાંરે પોઢયા હોય મુનિરાય ॥ કોય અજાણેરે લગાર અડી જાય ॥ ૭ ત્યારે ફડકીરે જાગે સુંદર શામ ॥ કોણ છે પૂછેરે સેવકને સુખ ધામ ॥ ૮ ॥ એવિ લિળારે હરિની અનંત અપાર ॥ મેં તો ગાઇરે કાંઇક મતિ અનુસાર ॥ ૯ ॥ જે કોય પ્રીતેરે શિખે સુણે ગાશે ॥ પ્રેમાનંદનોરે સ્વામિ રાજી થાશે ॥ ૧૦ ॥ પદ ॥ ૧૦ ॥

---

આવો રમીએરે વાસુદેવ વનમાળી ॥ આજ અનોપમરે આવી છે દીવાળી ॥ ૧ ॥ દિવા કીધારે આંગણિયે બહુ ભાતે ॥ તોરણ બાંધ્યાંરે ત્રિકમ રમવા ખાંતે ॥ ૨ ॥ જોયા જેવીરે માંડવીઓ સાણગારી ॥ શોભા આપીરે દીપમાળની સારી ॥ ૩ ॥ ગાયે ગરબીરે રમે મુનીવર રાશે ॥ થઈ થઇ થાયરે નાચે સુર

આકાશે ॥ ૪ ॥ આનંદ વાધ્યોરે છબી અલોકિક જોઇને ॥ પ્રેમાનંદનારે નાથ રહ્યું મન મોઇને ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

ગીરધર આવોરે ગરબે રમીએ વાલા ॥ હેતે લીજેરે તાળી નંદના લાલા ॥ ૧ ॥ આજ સપરમોરે દાડો રમીએ કોડે ॥ આવો રસિયારે લીજે તાળી જોડે ॥ ૨ ॥ હું તો રીઝીરે રાજ તમારે રંગે ॥ આનંદ વાધ્યોરે અલબેલા તમ સંગે ॥ ૩ ॥ હળવા હળવારે ફરિયે આવો હોરા ॥ છેલા જોઉંરે પાઘડલીના તોરા ॥ ૪ ॥ આળશ મેલીરે બાંધો કમરે પટકો ॥ પ્રેમાનંદનારે નાથ જોઉં તારો લટકો ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

શી કહું શોભારે શામળિયા તમારી ॥ રાખું ઉરમારે ગુણવંતા ગિરધારી ॥ ૧ ॥ પાઘડલીનીરે ઉપમાં શી કહી દાખું ॥ મોલીડાં ઉપરરે ત્રિભુવન વારી નાખું ॥ ૨ ॥ રૂડા શોભેરે જરકસીના હરી જામા ॥ પેરીને આવોરે આનંદીવર સાંમા ॥ ૩ ॥ કમર કસી છેરે લાલ અલોકિક રીતે ॥ મનડું મોયુંરે છેલ છબીલા પ્રીતે ॥ ૪ ॥ હાર વીરાજેરે ઉરપર આનંદકારી ॥ એ છબી ઉપરરે પ્રેમાનંદ બલહારી ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

સજની ઉભારે આંગણિયે અલબેલો ॥ ગીત મધુરાંરે ગાય રસીલો છેલો ॥ ૧ ॥ નટવર વેશેરે શોભે રંગનો ભીનો લટકે બાંધ્યોરે પટકો છેલ નવીનો ॥ ૨ ॥ હાર વિરાજેરે હૈ-

ડે સુંદર સારા ॥ જોતાં નેણાંરે ત્રપત ન થાય મારા ૩ ॥ રસિયે બાંધ્યારે બાંયે સુંદર બાજુ ॥ થોડુંક હસતાંરે હેત જણાવે ઝાઝું ॥ ૪ ॥ ઉભા મોડેરે આળસડું બહુ નામી ॥ સુંદર શોભેરે પ્રેમાનંદના સ્વામી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

# ગરબીઓ.

ઓરા આવો શામ સનેહી સુંદર વર જોઉં વાલા ॥ જતન કરીને જીવન મારા જીવ માંહી પ્રોઉં વાલા ॥ ૧ ॥ ચીન્હ અનોપમ અંગોઅંગનાં સુરતેં સંભારૂં વાલા ॥ નખ શીખ નીરખી નૌતમ મારા ઉરમાં ઉતારૂં વાલા ॥ ૨ ॥ અરૂણ કમલ સમ જુગલ ચરણની સોભા અતી સારી વાલા ॥ ચીતવન કરવા આતુર અતિ મન વ્રતી મારી વાલા ॥ ૩ ॥ પ્રથમ તે ચીંતવન કરૂં સુંદર સોલે ચીન્હ વાલા ॥ ઉર્ધ્વરેખા ઓપી રહી અતીસે નવીન વાલા ॥ ૪ ॥ અંગુઠા આંગળી વચેથી નીસરીને આવી વાલા ॥ પાંનીની બે કોરે જોતાં ભક્ત મન ભાવી વાલા ॥ ૫ ॥ જુગલ ચરણમાં કહું મનોહર ચીન્હ તેના નામ વાલા ॥ શુદ્ધ મને કરી સંભારતાં નાસ પામે કામ વાલા ॥ ૬ ॥ અષ્ટકોણ ને ઉર્ધ્વરેખા સ્વસ્તી જાંબુ જવ વાલા

॥ વજ્ર અંકુશ કેતુ ને પદ્મ જમણે પગે નવ વાલા ॥ ૭ ॥ ત્રીકુણ કલસ ને ગોપદ સુંદર ધનુષ ને મીન વાલા ॥ અર્ધચંદ્ર ને વ્યોમ સાત છે ડાબે પદ ચીન્હ વાલા ॥ ૮ ॥ જમણા પગના અંગુઠાના નખ માંઈ ચીન્હ વાલા ॥ તે તો નીરખે જે કોઇ ભક્ત પ્રીતીએ પ્રવીન વાળા ॥ ૯ ॥ એજ અંગુઠાને બારે તીલ એક નોતમ ધારૂં વાલા ॥ પ્રેમાનંદકે નીરખુ પ્રીતે પ્રાણ લઇ વારૂં વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૧ ॥

ચરણ કમળની છબી ચીતવતાં અલોકીક રૂડી વાલા ॥ સરવે ચીન્હ સંભારી ધારૂં અંત સમે ઉંડી વાલા ॥ ૧ ॥ જમણા પગના અંગુઠા પાસેની આંગળીયે વાલા ॥ ડાબે પડખે તીલ એક સુંદર નીરખી ઉપદ લીયે વાલા ॥ ૨ ॥ જમણા પગની નોતમ છેલી આંગળીને બારે વાલા ॥ તીલ એક નખને પાસે જોતાં વાલપ વધારે વાલા ॥ ૩ ॥ ડાબા પગની ઉર્ધરેખાની ડાબીતે કોરે વાલા ॥ બે ચીન્હ પાસે પાસે સ્યામ ચીતડાને ચોરે વાલા ॥ ૪ ॥ બે પગની આંગળીયું તલાં મનોહર રાતાં વાલા ॥ અંગુઠા આંગળીના નખ રાતા ચડીયાતા વાલા ॥ ૫ ॥ બે ચરણના અંગુઠા ને આંગળીયું ઉપર વાલા ॥ જોયા જેવા ઝીણા ઝીણા રોમ અતી સુંદર વાલા ॥ ૬ ॥ બે અંગુઠા પાસેની બે આંગળીયે જોઉં વાલા ॥ ચાખડીયુંના રૂડાં ચીન્હ

તે પાંપણીયે લોઉં વાલા ॥ ૭ ॥ બે પગનો બાહારલી ઘુંટી તે હેઠે ફેવા વાલા ॥ આસનના ઘસારાના ચીન્હ જોયા તે જેવા વાલા ॥ ૮ ॥ જમણા પગની ઘુટી ઉપર પાંચ તલ છે જો વાલા ॥ નળીને ઉપર તીલ એક તેમાં મન મારૂં રેજો વાલા ॥ ૯ ॥ મોટું એક ચીન્હ જમણા પગની સાથલને બાહારે વાલા ॥ પ્રેમાનંદ કહે પ્રીતે નીરખું વારેને વારે વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૨ ॥

સોભા નીરખી નેણાં મારા ત્રપત ન થાય વાલા ॥ મનડું મગન થયું છે હૈડે હરખ ન માય વાલા ॥ ૧ ॥ ડાબા પગની ઘુંટી ઉપર પાંચ તસુ કઇયે વાલા ॥ તળી ને ઉપર મોટો તીલ મનમાં ધારી લઇયે વાલા ॥ ૨ ॥ તેને પાસે નાનો તીલ છે તેમાં ચીત ચોટું વાલા ॥ એ પગના ધુટણથી બારે એક ચીન્હ છે મોટું વાલા ॥ ૩ ॥ સ્યામ કટી રૂપાલી જોઇને કંદ્રપ લાજે વાલા ॥ શીતલ ઉદર માંઇ ત્રીવલી સુંદર બીરાજે વાલા ॥ ૪ ॥ ઉંડી ગોળ અનોપમ નાભી તેની બે કોરે વાલા ॥ બે તીલ છે બહુ રૂપાળા તે ગમીયા મન મોરે વાલા ॥ ૫ ॥ નાભીથી પાણ બે તસુ ઉપર ત્રણ તીલને ધારૂં વાલા ॥ બે તલ ઉપર એક એક છે એક વચ્ચે સંભારૂં વાલા ॥ ૬ ॥ વચલા તીલથી બે તસુ ઉંચો એક તીલ નીરખીને વાલા ॥ જમણી કુખમાં બે તીલ મોટા જોઉં હરખીને વાલા ॥ ૭ ॥ ડાબે પડખે કુંખ

થી ઉપર મોટા તીલ ચારે વાલા ॥ તેની પાસે બીજા નાના ચાર તીલ એક હારે વાલા ॥ ૮ ॥ રોમતણું રૂપાળું શ્રીવછ ચીન્હ એક ઉરમાંઇ વાલા ॥ વીન ગુણ હર હીયામાં સોભે સુંદર સુખદાઇ વાલા ॥ ૯ ॥ છાતી વચે એક તીલ અર્ધ ચંદ્ર આકારે વાલા ॥ પાંચ તસુ પોહોળું જોઇ પ્રેમાનંદ પ્રાણ વારે વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૩ ॥

એ ચીન્હ વચ્ચે રૂડો લગાર ડાબી તે કોરે વાલા ॥ સુંદર એક તીલ મોટો મારા ચીતને ચોરે વાલા ॥ ૧ ॥ એ તીલથી છે ડાબી કોરે બે તસુ છેટે વાલા ॥ એક તીલને જોતાં સરવે ભવ દુખને મેટે વાલા ॥ ૨ ॥ તે તીલથી બે તસુ છેટે ડાબી કોર માંઇ વાલા ॥ સ્તન ઉપર એક તીલ તેમાં ચીત ચોટું જોઇ વાલા ॥ ૩ ॥ બે સ્તનથી ઉપર છે બે છાપતણા ચીન્હ વાલા ॥ એ છબી જોયા સારૂ મન છે આધીન વાલા ॥ ૪ ॥ કરીના કર સરખી બે ભુજા દીર્ઘ ઉદાર વાલા ॥ સંભારતાં તુરત તે ઉતારે ભવપાર વાલા ॥ ૫ ॥ જમણી ભુજાને પાસે છે માહે ઉભી તે હારે વાલા ॥ જોયા જેવા સુંદર મોટા તીલ રૂડા ચારે વાલા ॥ ૬ ॥ જમણી ભુજાના મૂળ થકી છે ત્રાણ તસુ હેઠે વાલા ॥ એક એક છાપનું ચીન્હ જોતાં જનમ મરણ મેટે વાલા ॥ ૭ ॥ તે છાપનું ચીન્હ રૂડું તેને પડખે છે બારે વાલા ॥ નાના તીલ છે

ચાર તેને જોઉં વારેવારે વાલા ॥ ૮ ॥ કોહોણી છે સ્યામ બેઉ કઠણ છે પોંચા વાલા ॥ બે તીલ છે બહુ રૂડા જમણા પોંચાથી ઉંચા વાલા ॥ ૯ ॥ જમણા હાથની છેલી આંગળી તે ઉપર સારો વાલા ॥ પ્રેમાનંદ કહે મોટો તીલ એક લાગે અતી પ્યારો વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૪ ॥

રૂપાળા છો રાજીવ લોચન ધર્મતણા કુમાર વાલા ॥ સોભાતી છો સીમા મારા નેણતણા શણગાર વાલા ॥ ૧ ॥ ડાબી ભુજાના મુળથી હેઠે ત્રાણ તસુ છે જો વાલા ॥ છાપતણું એક ચીન્હ માંઇ નીત મન મારૂ રેજો વાલા ॥ ૨ ॥ ડાબી કોણીથી હેઠો નૌતમ ઉપરલે ભાગે વાલા ॥ તીલ એક જોતાં મારા મનને રૂડો બહુ લાગે વાલા ॥ ૩ ॥ ડાબા હાથના અંગુઠા પાસની આંગળીએ વાલા ॥ નખને પાસે નાનો તીલ મનમાં ધારી લીયે વાલા ॥ ૪ ॥ એ આંગળીને વચલીયે એને મધ્યે વાલા ॥ એક તીલ છે અતી નૌતમ જોયા જે સધે વાલા ॥ ૫ ॥ ડાબા હાથના પોંચા ઉપરસું એક તીલ છે જો વાલા ॥ એ માંઇ તે મનડું મારૂં વળગ્યું વીશે કે વાલા ॥ ૬ ॥ બે હાથના નખ નૌતમ છે રાતા ચડીયાતા વાલા ॥ અગ્રભાગ તીક્ષણ છે અતી રૂડા દેખાતા વાલા ॥ ૭ ॥ બે હાથની હથેલી છે રાતી સુખધામ વાલા ॥ હથેલીમાં રેખા થોડી થોડી છે સ્યામ વાલા ॥ ૮ ॥

બે હથેલીના મુળ ઉપર આઠ તસુ જોતાં વાલા ॥ છાપતણા બે ચીન્હ અનોપમ ચીતમાં પરોતાં વાલા ૯ ॥ કંઠ વચ્ચે તીલ એક અનોપમ જોતાં દુખ જાયે વાલા ॥ તેની પાસે નાનો તીલ એક પ્રેમાનંદ ગાયે વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૫ ॥

રૂપ તમારૂં રસીયાજી નીરખતાં સુખદાઇ વાલા ॥ ચીન્હતણો નહી પાર વધારે વાલમ ઉર માંઇ વાલા ॥ ૧ ॥ ડાબા ખભાથી હેઠો વાંસામાં છે મરમાળો વાલા ॥ રોમ સહીત મોટો તીલ રૂડો જોતાં રૂપાળો વાલા ॥ ૨ ॥ એ તીલથી હેઠો વાંસામાં એક તીલ છે બીજો વાલા ॥ તેની હેઠ જોયા જેવો એક તીલ છે ત્રીજો વાલા ॥ ૩ ॥ કરોડાની જમણી કોરે ડોક થકી હેઠ વાલા ॥ સુંદર એક તીલ જોયા જેવો બે તસુ છેટે વાલા ॥ ૪ ॥ જમણી ખરપડી ઉપર નૌતમ એક તીલ છે નાનો વાલા ॥ પ્રીત કરીને રાખું મારા મનમાંઇ છાનો વાલા ॥ ૫ ॥ કરોડાની જમણી કોરે વાંસામાં સારા વાલા ॥ ચાર તીલ છે જોયા જેવા લાગે બહુ પ્યારા વાલા ॥ ૬ ॥ ડાઢીથી હેઠો એક તીલ છે અતીશે અનુપ વાલા ॥ ડાઢી ઉપર કેશની રેખા સુંદર સુખરૂપ વાલા ॥ ૭ ॥ મધુર અધરપર સોભે રૂડાં રોમતણી રેખું વાલા ॥ હસતું કમળ સરીખું મુખ ઓરા આવો દેખું વાલા ॥ ૮ ॥ મુખ માંયે જમણી કોરની હેઠલી જે ડાઢ વાલા ॥ તેમાં

સ્યામ સુભગ ચીન્હ છે એ જોઉં રાખી ચાડ વાલા ॥ ૯ ॥ સ્યામ ચીન્હ છે જોવા જેવું જીભમાં સુખકારી વાલા ॥ સુંદર વદન કમળપર જાયે પ્રેમાનંદ વારી વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૬ ॥

હરી જનના જીવન છો મોહન ભકત ચિંતામણી વાલા ॥ સી કહું શોભા સુંદર વરજી અંગોઅંગ તણી વાલા ॥ ૧ ॥ જમણીકોરે કપોળમાં નાસીકા પાસે વાલા ॥ એક મોટો તીલ જોતાં સરવે દુખ મારા નાસે વાલા ॥ ૨ ॥ એ તીલને પાસે એક નાનો તીલ તેને જોઇયે વાલા ॥ નેત્રતણા ખુણાથી હેઠો તેમાં ચીત પ્રોઇયે વાલા ॥ ૩ ॥ બે નેત્રની પાંપણ ઉપર ભ્રકુટીને થડે વાલા ॥ તેને હેઠે ઉપર ઝીણી કરચલીયું પડે વાલા ॥ ૪ ॥ નાસીકા ઉપર છે ઝીણાં ચીન્હ તે અભીરામ વાલા ॥ ડાબા કાનમાં સ્યામ બીંદુ તે છબીતણું ધામ વાલા ॥ ૫ ॥ અમલ કમળદલ સમ આંખડલી રૂપાળી વાલા ॥ કંદ્રપની કમાન સરીખી ભ્રકુટી મેં ભાળી વાલા ॥ ૬ ॥ ચઢીયાતા વીશાળમાં રસાળી સોભે વાલા ॥ તીલક આકારે ઉભી રેખા બે જોઇ ચીત લોભે વાલા ॥ ૭ ॥ ભાળ માંઇ મનોહર જોતાં જમણીને કોરે વાલા ॥ કેશથી હેઠું એક અનોપમ ચીન્હ તે ચીત ચોરે વાલા ॥ ૮ ॥ કેશર કેરી આડ મનોહર ભાળ વચ્ચે કીધી વાલા ॥ કુંમકુંમને ચાંદલીયે મારી બુદ્ધી હરી લીધી વાલા ॥ ૯ ॥

તાળવા ઉપર એક રૂપાળો મોટો તીલ જોઇ વાલા ॥ પ્રેમાનંદકે મારૂં મન ત્યાં રહયું મોહી વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૭ ॥

સોભાના શણગાર મારા હૈડાના છો હાર વાલા ॥ ધર્મ તણા કુમાર મારા પ્રાણતણા આધાર વાલા ॥ ૧ ॥ અતીશે રૂપાળા સુંદર સીખાના કેશ વાલા ॥ છબીપર બલહારી જાય સારદ ને શેશ વાલા ॥ ૨ ॥ સીખાને સમીપે રૂડો એક તીલ છે આગે વાલા ॥ એ છબી નીરખતાં મારા સરવે દુખ ભાગે વાલા ॥ ૩ ॥ સીખાને પછવાડે જમણી કોરે તે કહીએ વાલા ॥ ત્રણ તીલ છે અતી રૂડા સામુ જોઇને રહીયે વાલા ॥ ૪ ॥ નખ સીખ નીરખી સુંદર સરવે ચીન્હ તે મેં ગાયાં વાલા ॥ ચીતવન કરી પ્રીતે મારા ચીતમાં ઠરાયાં વાલા ॥ ૫ ॥ બાવન છે સરવે ચીન્હ ત્રેંસઠ તીલ છેજો વાલા ॥ રૂપ શીલને ગુણે સોતા અંતરમાં રેજો વાલા ॥ ૬ ॥ એ વીના ઝીણા તીલ ચીન્હ અંગમાં અપાર વાલા ॥ ગાયા મેં તો જોઇ મારી બુદ્ધીને અનુસાર વાલા ॥ ૭ ॥ આવી રીતે તમને જે અંતરમાં ધારે વાલા ॥ પ્રીત કરીને ચીન્હ અનોપમ સરવે સંભારે વાલા ॥ ૮ ॥ તેના ઉરમાં આવી તમે નાથ કરો વાસ વાલા ॥ કામ ક્રોધ ને કાળ માયા તે સઉ પામે નાસ વાલા ॥ ૯ ॥ એ પદ જે કોઇ શીખે સુણે પ્રીત કરીને ગાસે વાલા ॥ પ્રેમાનંદ કહે તેપર સ્વામી બહુ

રાજી થાશો વાલા ॥ ૧૦ ॥ પદ ॥ ૮ ॥

રાગ ધોળ—હવે મારા વાહાલાને નહીંરે વીસારૂં રે ॥ સ્વાસઉસ્વાસે તે નિત્યે સંભારૂં રે ॥ ૧ ॥ પડ્યું મારે સહજાનંદજી સું પાનું રે ॥ હવે હું તો કેમ કરી રાખીશ છાનું રે ॥ ૨ ॥ આવ્યું મારે હરીવર. વરવાનું ટાણું રે ॥ એ વર ન મળે ખરચે નાણું રે ॥ ૩ ॥ એ વર ભાગ્ય વિના નવ ભાવેરે ॥ એ સ્નેહ લગન વિના નવ આવેરે ॥ ૪ ॥ દુરીજન મનરે માને તેમ કેહેજોરે ॥ સ્વામી મારા રૂદીયાની ભીંતર રેહેજોરે ॥ ૫ ॥ હવે હું તો પૂરણ પદવીને પામીરે ॥ મળ્યા મુને નિષ્કુળાનંદના સ્વામીરે ॥ ૬ ॥

# શિક્ષાપત્રીના અર્થ

## શ્રી સહજાનંદ સ્વામીને નમઃ

શ્રી સહજાનંદ સ્વામી જે તે પોતાના સત્સંગી પ્રત્યે શિક્ષાપત્રીને લીખતા થકા પ્રથમ પોતાના ઇષ્ટદેવ જે શ્રી કૃષ્ણ ભગવાન તેનું ધ્યાનરૂપ મંગળાચરણ કરે છે ॥

હું જે તે મારા હૃદયને વિશે શ્રી કૃષ્ણ ભગવાનનું ધ્યાન

કરૂં છું ॥ તે શ્રી કૃષ્ણ કેવા છે તો જેના ડાબા પડખાને વીશે રાધીકાજી રહયાં છે ॥ ને જેના વક્ષસ્થળને વિશે લક્ષ્મીજી રહ્યાં છે ॥ ને વૃંદાવનને વિશે વિહારના કરનારા છે ॥ ૧ ॥

અને વડતાલ ગામને વિષે રહ્યા એવા સહજાનંદ સ્વામી જે અમે તે અમે જે તે નાના પ્રકારના જે સર્વે દેશ તેમને વિષે રહ્યા એવા જે અમારા આશ્રિત સર્વે સત્સંગી તે પ્રત્યે શિક્ષાપત્રિને લીખીયે છઇયે ॥ ૨ ॥

શ્રી ધર્મ દેવ થકી છે જન્મ જેમનો એવા જે અમારા ભાઇ રામપ્રતાપજી તથા ઇછારામજી તેમના પુત્ર જે અયોધ્યાપ્રસાદ નામે ને રઘુવીર નામે જેને અમે અમારા દત્ત પુત્ર કરીને સર્વ સત્સંગીના આચાર્યપણાને વિષે સ્થાપન કરયા છે ॥ ૩ ॥

તથા અમારે આશ્રીત એવા જે મુકુંદાનંદ આદીક નૈષ્ટિક બ્રહ્મચારી તથા અમારે આશ્રીત જે મયારામભટ આદિક ગૃહસ્થ સત્સંગી ॥ ૪ ॥

તથા અમારે આશ્રીત જે સુવાસની ને વીધ્રવા એવી સર્વે બાઇયું તથા મુક્તાનંદ આદીક જે સર્વે સાધુ ॥ ૫ ॥

એ સર્વે તેમણે પોતાના ધર્મની રક્ષાના કરનારા ને શાસ્ત્રને વીષે પ્રમાણ રૂપ ને શ્રીમન્નારાયણની સ્મૃતીયે સહીત એ-

વા જે અમારા રૂડા આશીરવાદ તે વાંચવા ॥ ૬ ॥

અને આ શીક્ષાપત્રી લખ્યાનું જે કારણ છે તે સર્વ તેમણે એકાગ્ર મને કરીને ધારવું ॥ અને આ શીક્ષાપત્રી જે અમે લખી છે તે સર્વેના જીવને હીતની કરનારી છે ॥ ૭ ॥

અને શ્રીમદ્ ભાગવત પુરાણ આદીક જે સત શાસ્ત્ર તેમણે જીવના કલ્યાંણને અર્થે પ્રતીપાદન કર્યા એવા જે અહીંસા આદીક સદાચાર તેમને જે મનુષ્ય પાળે છે તે મનુષ્ય જે તે આ લોકને વિષે ને પરલોકને વિષે મહા સુખીઆ થાય છે ॥ ૮ ॥

અને તે સદાચારનુ ઉલંઘન કરીને જે મનુષ્ય પોતાના મનમાં આવે તેમ વર્તે છે તે તો કુબુદ્ધીવાળા છે ॥ ને આ લોકને વિષે નીશ્ચે મોટા કષ્ટનેજ પામે છે ॥ ૯ ॥

તે માટે અમારા શીષ્ય એવા જે તમે સર્વે તેમણે તો પ્રીતીએ કરીને આ શીક્ષાપત્રીને અનુસરીનેજ નીરંતર સાવધાન પણે વરતવું ॥ પણ આ શીક્ષાપત્રીનું ઉલંઘન કરીને વરતવું નહીં ॥ ૧૦ ॥

હવે તે વર્ત્યાની રીત કહીયે છઇયે ॥ જે અમારા જે સત્સંગી તેમણે કોઇ જીવ પ્રાણી માત્રની પણ હીંસા ન કરવી ॥ અને જાણીને તો ઝીણાં એવા જે જુ, માકડ, ચાંચડ આદીક

જીવ તેમની પણ હીંસા ક્યારેય ન કરવી ॥ ૧૧ ॥

અને દેવતા ને પીતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરાં, મૃગલાં, શશલાં, માછલાં આદીક કોઇ જીવની હીંસા ન કરવી ॥ કેમ જે અહીંસા છે તેજ મોટો ધર્મ છે એમ સર્વે શાસ્ત્રમાં કહ્યો છે ॥ ૧૨ ॥

અને સ્ત્રી, ધન ને રાજ્ય તેની પ્રાપ્તિને અર્થે પણ કોઇ મનુષ્યની હીંસાતો કોઇ પ્રકારે ક્યારેય પણ નજ કરવી ॥ ૧૩ ॥

અને આત્મઘાત તો તિર્થને વીષે પણ ન કરવો ને ક્રોધે કરીને ન કરવો ॥ અને ક્યારેક કોઇ અજોગ્ય આચરણ થૈ જાય તે થકી મુઝાઇને પણ આત્મઘાત ન કરવો ॥ અને ઝેર ખાઇને તથા ગળે ટુંપો ખાઇને તથા કુવે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઇત્યાદીક કોઇ રીતે આત્મઘાત ન કરવો ॥ ૧૪ ॥

અને જે માંસ છે તેતો યજ્ઞનું શેષ હોય તોપણ આપત્કાળમાં પણ ક્યારેય ન ખાવું ॥ અને ત્રણ પ્રકારની સુરા ને અગીઆર પ્રકારનું મદ્ય તે દેવતાનું નૈવેદ્ય હોય તોપણ ન પીવું ॥ ૧૫ ॥

અને ક્યારેક પોતાવને કાંઇક અજોગ્ય આચરણ થૈ ગયું હોય ॥ અથવા કોઇ બીજાવતે અજોગ્ય આચરણ થઈ ગયું હોય તો શસ્ત્રાદીકે કરીને પોતાના અંગનું તથા બીજાના અં-

ગનું છેદન ન કરવું ॥ અથવા ક્રોધે કરીને પણ પોતાના અંગ-
નું તથા બીજાના અંગનું છેદન ન કરવું ॥ ૧૬ ॥

અને ધર્મ કરવાને અરથે પણ અમારા સત્સંગી કોઇને
ચોરનું કર્મ ન કરવું ॥ અને ધણીયાતું જે કાષ્ટ પુષ્પાદીક વ-
સ્તુ તે તેના ધણીની આજ્ઞા વીના ન લેવું ॥ ૧૭ ॥

અને અમારા આશ્રીત જે પુરૂષ તથા સ્ત્રીયું તેમણે વ્ય-
ભીચાર ન કરવો ॥ અને જુગટા આદીક જે વ્યસન તેનો ત્યા
ગ કરવો ॥ અને ભાંગ્ય, મફર, માજમ, ગાંજો એ આદીક જે કે-
ફ કરનારા વસ્તુ તે ખાવા પણ નહીં ને પીવા પણ નહીં ॥૧૮॥

અને જેના હાથનું રાંધેલું અન્ન તથા જેના પાત્રનું જળ
તે ખપતું ન હોય તેણે રાંધેલ અન્ન તથા તેના પાત્રનું જળ તે
શ્રી કૃષ્ણ ભગવાનની પ્રસાદી અને ચરણામૃતના મહાત્મે કરીને
પણ જગન્નાથપુરી વીના અન્ય સ્થાનકને વિષે ગ્રહણ ન કરવું
ને જગન્નાથપુરીને વિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાય તેનો
દોષ નહીં ॥ ૧૯ ॥

અને પોતાના સ્વાર્થની સીદ્ધીને અરથે પણ કોઇને વિ-
ષે મીથ્યા અપવાદ આરોપણ ન કરવો ॥ અને કોઇને ગાળ તો
ક્યારેય ન દેવી ॥ ૨૦ ॥

અને દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતીવ્રતા, સાધુ ને વેદ એ

મની નીંદા ક્યારેય ન કરવી ને સાંભળવી ॥ ૨૧ ॥

અને જે દેવતાને સુરા માંસનું નૈવેદ્ય થતુ હોય અને વળી જે દેવતાની આગળ બકરાં આદીક જીવની હીંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય ન ખાવું ॥ ૨૨ ॥

અને માર્ગને વિષે ચાલતે શીવાલયાદીક જે દેવ મંદીર આવે તેને જોઇને તેને નમસ્કાર કરવો અને આદર થકી તે દેવનું દર્શન કરવું ॥ ૨૩ ॥

અને પોતપોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તે કોઇ સત્સંગીને ત્યાગ ન કરવો ॥ અને પરધર્મનું આચરણ ન કરવું ॥ તથા પાખંડ ધર્મનું આચરણ ન કરવું ॥ તથા કલ્પીત ધર્મનું આચરણ ન કરવું ॥ ૨૪ ॥

અને જેના વચનને સાંભળવે કરીને શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તી ને પોતાનો ધર્મ એ બે થકી પડી જવાય તેના મુખ થકી ભગવાનની કથા વાર્તા ન સાંભળવી ॥ ૨૫ ॥

અને જે સત્ય વચન બોલવે કરીને પોતાનો દ્રોહ થાય તથા પારકો દ્રોહ થાય એવું જે સત્ય વચન તે ક્યારેય ન બોલવું ॥ અને જે કૃતઘ્ની હોય તેના સંગનો ત્યાગ કરવો ॥ અને વ્યવહાર કારજને વિષે કોઇની લાંચ ન લેવી ॥ ૨૬ ॥

અને ચોર, પાપી, વ્યસની, પાષંડી, કામી તથા કીમી-

ચા યાદીક ક્રીયાયે કરીને જનનો ઠગનારો એ છ પ્રકારના જે મનુષ્ય તેમનો સંગ ન કરવો ॥ ૨૭ ॥

અને જે મનુષ્ય ભક્તીનું અથવા જ્ઞાનનું આલંબન કરીને સ્ત્રી દ્રવ્ય ને રસાસ્વાદ તેને વિષે લોલુપ થકા પાપને વિષે પ્રવરતતા હોય તે મનુષ્યનો સમાગમ ન કરવો ॥ ૨૮ ॥

અને જે શાસ્ત્રને વિષે શ્રી કૃષ્ણ ભગવાન તથા શ્રી કૃષ્ણ ભગવાનના જે વારાહાદીક અવતાર તેમનું યુક્તીએ કરીને ખંડન કર્યું હોય એવાં જે શાસ્ત્ર તે ક્યારેય ન માનવાં ને ન સાંભળવાં ॥ ૨૯ ॥

અને ગાળ્યા વીનાનું જે જળ તથા દુધ તે ન પીવું ॥ અને જે જળને વિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદીક ક્રીયા ન કરવી ॥ ૩૦ ॥

અને જે ઔષધ દારૂ તથા માંસ તેણે જુક્ત હોય તે ઔષધ ક્યારેય ન ખાવું ॥ અને વળી જે વૈદના આચરણને જાણતા ન હોઇયે તે વૈદે આપ્યું જે ઔષધ તે પણ ક્યારેય ન ખાવું ॥ ૩૧ ॥

અને લોક ને શાસ્ત્ર તેમણે મળમુત્ર કરવાને અર્થે વર્જ્યાં એવાં જે સ્થાનક જે જીરણ દેવાલય તથા નદી તળાવના આરા તથા માર્ગ તથા વાવેલું ખેતર તથા વૃક્ષની છાંયા તથા ફુલવાડી

બગીચા એ આદીક જે સ્થાનક તેમને વિષે ક્યારેય પણ મલ મુત્ર ન કરવું તથા થુંકવું પણ નહીં ॥ ૩૨ ॥

અને ચોરમારગે કરીને પેસવું નહીં ને નીસરવું નહીં ॥ અને જે સ્થાનક ધણીયાતું હોય તે સ્થાનકને વિષે તેના ધણીને પુછ્યા વીના ઉતારો ન કરવો ॥ ૩૩ ॥

અને અમારા સત્સંગી જે પુરૂષ માત્ર તેમણે બાઇ માણસના મુખથકી જ્ઞાન વારતા ન સાંભળવી ॥ અને સ્રીયું સાથે વીવાદ ન કરવો ॥ તથા રાજા સંઘાથે તથા રાજાના માણસ સંગાથે વીવાદ ન કરવો ॥ ૩૪ ॥

અને ગુરૂનો અપમાન ન કરવો તથા જે અતીશે શ્રેષ્ટ મનુષ્ય હોય તથા જે લોકને વિષે પ્રતીષ્ટીત મનુષ્ય હોય તથા જે વીદ્યાવાન મનુષ્ય હોય તથા જે શસ્રધારી મનુષ્ય હોય તે સરવેનો અપમાન ન કરવો ॥ ૩૫ ॥

અને વીચાર્યા વીનાનું તત્કાળ કોઇ કારજ ન કરવું ॥ અને ધર્મ સંબંધી જે કારજ તે તો તત્કાળ કરવું ॥ અને પોતે જે વીદ્યા ભણ્યા હોઇયે તે બીજાને ભણાવવી અને નીત્ય પ્રત્યે સાધુનો સમાગમ કરવો ॥ ૩૬ ॥

અને ગુરૂ દેવ ને રાજા એ ત્રણના દર્શનને અર્થે જ્યારે જવું ત્યારે ઠાલે હાથે ન જવું ॥ અને કોઇનો વીશ્વાસ ઘાત

ન કરવો ॥ અને પોતાને મુખે કરીને પોતાના વખાણ ન કરવાં ॥ ૩૭ ॥

અને જે વસ્ત્ર પેરે થકે પણ પોતાનું અંગ દેખાય ॥ એવું જે ભુંડુ વસ્ત્ર તે અમારા સત્સંગી તેમણે ન પેરવું ॥ ૩૮ ॥

અને શ્રી કૃષ્ણ ભગવાનની જે ભકતી તે ધર્મ રહીત એવી કોઇ પ્રકારે ન કરવી ॥ અને અજ્ઞાની એવા જે મનુષ્ય તેમની નીંદાના ભય થકી શ્રી કૃષ્ણ ભગવાનની સેવાનો ત્યાગ કરવોજ નહીં ॥ ૩૯ ॥

અને ઉછ્વના દીવસને વિષે તથા નીત્ય પ્રત્યે શ્રી કૃષ્ણના મંદીરમાં આવ્યા એવા જે સત્સંગી પુરૂષ તેમણે તે મંદીરને વિષે સ્રીયુનો સ્પર્શ ન કરવો ॥ તથા સ્રીયું તેમણે પુરૂષનો સ્પર્શ ન કરવો ॥ અને મંદીરમાંથી નીસર્યા પછી પોતાની રીતે વરતવું ॥ ૪૦ ॥

અને ધર્મવંશી ગુરૂ થકી શ્રી કૃષ્ણની દીક્ષાને પામ્યા એવા જે બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈસ્ય એ ત્રણ વર્ણના અમારા સત્સંગી તેમણે કંઠને વિષે તુળસી બેવડી માળા નીત્યે ધારવી ॥ અને લલાટ હૃદય ને બે હાથ એ ચાર ઠેકાણે ઉરદ્ધ્વ પુંડ્ર તીલક કરવું ॥ ૪૧ ॥

અને તે તીલક જે તે ગોપીચંદને કરીને કરવું ॥ અથ-

વા ભગવાનની પૂજા કરતાં બાકી રહ્યું જે કેશર કુંકુમાદીકે યુક્ત એવું જે પ્રસાદી ચંદન તેણે કરીને તીલક કરવું ॥ ૪૨ ॥

અને તે તીલકના મધ્યને વિષેજ ગોળ એવો જે ચાંદલો તે જે તે ગોપીચંદને કરીને કરવો અથવા પ્રસાદી ચંદને કરીને કરવો ॥ અથવા રાધીકાજી ને લક્ષ્મિજી એમનું પ્રસાદી એવું જે કુંકુમ તેણે કરીને તે ચાંદલો કરવો ॥ ૪૩ ॥

અને પોતાના ધર્મને વિષે રહ્યા ને શ્રી કૃષ્ણના ભક્ત એવા જે સતસુદ્ર તેમણે તો તુળસીની માળા ને ઉરધ્વ પુંડ્ર તીલક બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈસ્યની પેઠે ધારવાં ॥ ૪૪ ॥

અને તે સતસુદ્રથકી બીજા જે જાતીએ કરીને ઉતરતા એવા ભક્તજન તેમણે તો ચંદનાદીક કાષ્ટની જે બેવડી માળા તે ભગવાનની પ્રસાદી કરાવીને કંઠને વિષે ધારવી ॥ અને લલાટને વિષે કેવળ ચાંદલો કરવો પણ તીલક ન કરવું ॥ ૪૫ ॥

અને જે બ્રાહ્મણાદીકને ત્રીપુંડ્ર જે આડું તીલક કરવું ॥ તથા રૂદ્રાક્ષની માળા ધારવી ॥ એ બે વાનાં પોતાની કુળ પરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય ॥ ને તે બ્રાહ્મણાદીક અમારા આશ્રીત થયા હોય તોપણ તેમણે તે ત્રીપુંડ્ર રૂદ્રાક્ષનો ક્યારેય પણ ત્યાગ ન કરવો ॥ ૪૬ ॥

અને નારાયણ ને શીવજી એ બેનું એકાત્મપણુંજ જાં-

ણવું ॥ કેમજે વેદને વિષે એ બેનુ બ્રહ્મરૂપે કરીને પ્રતીપાદન કર્યું છે ॥ ૪૭ ॥

અને અમારા આશ્રીત જે મનુષ્ય તેમણે શાસ્ત્રે કહ્યો જે આપદ્ધર્મ તે અલ્પ કાળને વિષે મુખ્યપણે કરીને ક્યારેય ગ્રહણ ન કરવો ॥ ૪૮ ॥

અને અમારા સત્સંગી તેમણે નીત્યે સૂર્ય ઉગ્યાથી પ્રથમ જાગવું ને શ્રી કૃષ્ણ ભગવાનનું સ્મરણ કરીને પછી શૌચ વીધી કરવા જવું ॥ ૪૯ ॥

અને પછી એક સ્થાનકને વિષે બેસીને દાતણ કરવું ॥ અને પવીત્ર જળે કરીને સ્નાન કરીને પછી ધોયેલું વસ્ત્ર એક પેરવું ને એક ઓઢવું ॥ ૫૦ ॥

અને તેવાર પછી પવીત્ર પૃથ્વીને વિષે પાથર્યું ને શુદ્ધ ને કોઇ બીજા આસનને અડયું ન હોય ને જે ઉપર સારી પેઠે બેસાય એવું જે આસન તેને વીષે પુર્વ મુખે અથવા ઉત્તર મુખે બેસીને આચમન કરવું ॥ ૫૧ ॥

અને પછી સત્સંગી પુરૂષ માત્રને ચાંદલે સહીત ઉર્દ્ધ્વ પુંડ્ર તીલક કરવું ॥ અને સુવાસની જે સ્રીઓ તેમણે તો પોતાના ભાલને વિષે કુંકુમનો ચાંદલો કરવો ॥ ૫૨ ॥

અને વીધવા સ્રી માત્રને તો પોતાના ભાલને વિષે તીલક

ન કરવું ને ચાંદલો પણ ન કરવો ॥ અને તે પછી સર્વે જે અ-
મારા સત્સંગી તેમણે મને કરીને કલપ્યાં જે ચંદન પુષ્પાદીક
ઉપચાર તેમણે કરીને શ્રી કૃષ્ણ ભગવાનની માનસી પૂજા કર-
વી ॥ ૫૩ ॥

અને પછી શ્રી કૃષ્ણ ભગવાનની જે ચીત્ર પ્રતિમાં તેનું
આદરથકી દર્શન કરી નમસ્કાર કરીને પછી, પોતાના સામર્થ પ્ર
માણે શ્રી કૃષ્ણનો જે અષ્ટાક્ષર મંત્ર તેનો જપ કરીને તે પછે
પોતાનું વ્યવહારીક કામ કાજ કરવું ॥ ૫૪ ॥

અને જે તો અમારા સત્સંગીમાં અંબરીષ રાજાની પે-
ઠે આત્મનીવેદી એવા ઉત્તમ ભક્ત હોય તેમણે પણ પ્રથમ
કહ્યું તેવી રીતે અનુક્રમે કરીને માનસીપૂજા પરજંત સર્વ ક્રી-
યા કરવી ॥ ૫૫ ॥

અને તે જે આત્મનીવેદી ભક્ત તેમણે પાષાણની અ-
થવા ધાતુની જે શ્રી કૃષ્ણ ભગવાનની પ્રતીમા અથવા શાલ-
ગ્રાંમ તેની જે પૂજા તે દેશકાળને અનુસરીને પોતાના સામર્થ
પ્રમાણે પ્રાપ્ત થયાં જે ચંદન પુષ્પ ફળાદીક વસ્તુ તેણે કરીને ક-
રવી ॥ અને પછી શ્રી કૃષ્ણ ભગવાનનો જે અષ્ટાક્ષર મંત્ર તે-
નો જપ કરવો ॥ ૫૬ ॥

અને તે પછી શ્રી કૃષ્ણ ભગવાનનાં જે સ્તોત્ર અથવા

ગ્રંથ તેનો જે પાઠ તે પોતાના સામર્થ પ્રમાણે કરવો ॥ અને જે સંસ્કૃત ભણ્યા ન હોય તેમણે શ્રી કૃષ્ણ ભગવાનનું નામ કીર્ત્તન કરવું ॥ ૫૭ ॥

અને પછી શ્રી કૃષ્ણ ભગવાનને નૈવેદ્ય કરીને પછી તે પ્રસાદી એવું જે અન્ન તે જમવું ॥ અને તે જે આત્મનીવેદી વૈષ્ણવ તેમણે સર્વ કાળને વિષે પ્રીતીએ કરીને શ્રી કૃષ્ણ ભગવાનની સેવા પરાયણ થાવું ॥ ૫૮ ॥

અને નીર્ગુણ કેતાં માયાના જે સત્વાદીક ત્રણ ગુણ તેણે રહીત એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તેના સંબંધ થકી તે આત્મનીવેદી ભકતની જે સર્વે ક્રીયા તે નીરગુણ થાય છે તે-હેતુ માટે તે આત્મનીવેદી ભકત જે તે નીરગુણ કહ્યા છે ॥ ૫૯ ॥

અને એ જે આત્મનિવેદી ભક્ત તેમણે શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વીનાનું જળ પણ કયારેય ન પીવું ॥ અને પત્ર કંદ ફળાદીક વસ્તુ તે પણ શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વીનાનું નજ ખાવું ॥ ૬૦ ॥

અને વળી સર્વે જે અમારા સત્સંગી તેમણે વૃદ્ધપણા થકી અથવા કોઇ મોટા આપત્કાળે કરીને અસમર્થપણું થઇ ગયે સતે પોતાને સેવ્યાનું જે શ્રી કૃષ્ણનું સ્વરૂપ તે બીજા ભ-

ક્તને આપીને પોતે પોતાના સામર્થ પ્રમાણે વરતવું ॥ ૬૧ ॥

અને જે શ્રી કૃષ્ણનું સ્વરૂપ પોતાને સેવવાને અર્થે ધર્મ વંશના જે આચાર્ય તેમણેજ આપ્યું હોય ॥ અથવા તે આચાર્યે જે સ્વરૂપની પ્રતીષ્ટા કરી હોય તે સ્વરૂપનેજ સેવવું અને તે વીના બીજું જે શ્રી કૃષ્ણનું સ્વરૂપ તે તો નમસ્કાર કરવા જોગ્ય છે પણ સેવવા જોગ્ય નથી ॥ ૬૨ ॥

અને અમારા જે સર્વે સત્સંગી તેમણે નીત્ય પ્રત્યે સાયંકાળે ભગવાનના મંદીર પ્રત્યે જાવું અને તે મંદીરને વિષે શ્રી રાધીકાજીના પતી એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તેના નામનું ઉંચે સ્વરે કીર્તન કરવું ॥ ૬૩ ॥

અને તે શ્રી કૃષ્ણની જે કથા વારતા તે પરમ આદરથકી કરવી ને સાંભળવી ॥ અને ઉછવને દીવસે વાજીંત્રે સહીત શ્રી કૃષ્ણના કીર્ત્તન કરવાં ॥ ૬૪ ॥

અને અમારા આશ્રીત જે સર્વે સત્સંગી તેમણે જે પ્રકારે પૂર્વે કહ્યું એ પ્રકારેજ નિત્ય પ્રત્યે કરવું ॥ અને સંસ્કૃત ને પ્રાકૃત એવા જે સત ગ્રંથ તેમનો અભ્યાસ પણ પોતાની બુદ્ધીને અનુસારે કરવો ॥ ૬૫ ॥

અને જે મનુષ્ય જેવા ગુણે કરીને જુક્ત હોય તે મનુષ્યને તેવા કારજને વિષે વીચારીનેજ પ્રેરવું પણ જે કારજને

વિષે જે જોગ્ય ન હોય તે કારજને વિષે તેને ક્યારેય ન પ્રેરવું ॥ ૬૬ ॥

અને પોતાના જે સેવક હોય તે સર્વેની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્ન વસ્ત્રાદીકે કરીને જથાજોગ્ય સંભાવના નીરંતર રાખવી ॥ ૬૭ ॥

અને જે પુરૂષ જેવા ગુણવાળો હોય તે પુરૂષને તેવા વચને કરી દેશકાળાનુસારે જથાજોગ્ય બોલાવવો પણ એથી બીજી રીતે ન બોલાવવો ॥ ૬૮ ॥

અને વીનયે કરીને જુક્ત એવા જે અમારા આશ્રીત સત્સંગી તેમણે ગુરૂ, રાજા, અતી વૃદ્ધ, ત્યાગી, વીદ્વાન ને તપસ્વી એ છ જણા આવે ત્યારે સન્મુખ ઉઠવું તથા આસન આપવું તથા મધુર વચને બોલાવવું ઇત્યાદીક ક્રીયાએ કરીને એમનું સનમાન કરવું ॥ ૬૯ ॥

અને ગુરૂ, દેવ ને રાજા એમને સમીપે તથા સભાને વિષે પગ ઉપર પગ ચહડાવીને ન બેસવું ॥ તથા વસ્ત્રે કરીને ઢીચણને બાંધીને ન બેસવું ॥ ૭૦ ॥

અને અમારા આશ્રીત જે સર્વે સત્સંગી તેમણે પોતાના આચાર્ય સંઘાથે ક્યારેય વીવાદ ન કરવો ॥ અને પોતાના સામર્થ પ્રમાણે અન્ન, ધન, વસ્ત્રાદીકે કરીને તે પોતાના આચાર્યને

પૂજવા ॥ ૭૧ ॥

અને અમારા જે આશ્રીત જન તેમણે પોતાના આચાર્યને આવતા સાંભળીને આદરથકી તત્કાળ સન્મુખ જવું ॥ અને તે આચાર્ય પોતાના ગામથી પાછા પધારે ત્યારે ગામની ભાગોળ સુધી વળાવવા જવું ॥ ૭૨ ॥

અને ઘણુંક છે ફળ જેને વિષે એવું પણ જે કર્મ તે જે તે જો ધર્મે રહીત હોય તો તેનું આચરણ નજ કરવું ॥ કેમજે ધર્મ છે તેજ સર્વ પુરૂષાર્થનો આપનારો છે માટે કોઇક ફળના લોભે કરીને ધર્મનો ત્યાગ ન કરવો ॥ ૭૩ ॥

અને પૂર્વે થયા જે મોટા પુરૂષ તેમણે પણ જો કયારેક અધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ ન કરવું ॥ અને તેમણે જે ધર્માચરણ કર્યું હોય તેનું તો ગ્રહણ કરવું ૭૪ ॥

અને કોઇની પણ જે ગુહ્ય વાર્તા તેનો કોઇ ઠેકાણે પણ પ્રકાશ કરવોજ નહીં ॥ અને જે જીવનું જેવી રીતે સન્માન કરવું ઘટતું હોય તેનું તેવી રીતે સનમાન કરવું પણ સમ દૃષ્ટીએ કરીને એ મરજાદાનું ઉલંઘન કરવું નહીં ॥ ૭૫ ॥

અને અમારા જે સર્વે સત્સંગી તેમણે ચાતુર્માસને વિષે વિશેષ નીયમ ધારવો ને જે મનુષ્ય અસમર્થ હોય તેમણે તો એક શ્રાવણ માસને વિષે વિશેષ નીયમ ધારવો ॥ ૭૬ ॥

અને તે વિશેષ નીયમ તે કીયા તો ભગવાનની કથા નું શ્રવણ કરવું ॥ તથા કથા વાંચવી ॥ તથા ભગવાનના ગુણનું કીર્ત્તન કરવું ॥ તથા પંચામૃત સ્નાને કરીને ભગવાનની મહા પુજા કરવી ॥ તથા ભગવાનના મંત્રનો જપ કરવો ॥ તથા સ્તોત્રનો પાઠ કરવો ॥ તથા ભગવાનને પ્રદક્ષિણાયો કરવી ॥ ૭૭॥

તથા ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવો ॥ એ જે આઠ પ્રકારના નીયમ તે અમે ઉત્તમ માન્યા છે તે માટે એ નીયમમાંથી કોઇક એક નીયમ જે તે ચોમાસાને વિષે વિશેષ પણે ભકતીએ કરીને ધારવો ॥ ૭૮ ॥

અને સર્વે જે એકાદશીયું તેમનું વ્રત જે તે આદરથકી કરવું ॥ તથા શ્રી કૃષ્ણ ભગવાનના જે જન્માષ્ટમી આદીક જન્મ દીવસ તેમનું વ્રત જે તે આદરથકી કરવું ॥ તથા શીવરાત્રીનું વ્રત જે તે આદરથકી કરવું ॥ અને તે વ્રતના દીવસને વિષે મોટા ઉછવ કરવા ॥ ૭૯ ॥

અને જે દીવસે વ્રતનો ઉપવાસ કર્યો હોય તે દીવસે અતીશે જતને કરીને દીવસની નીંદ્રાનો ત્યાગ કરવો ॥ કેમજે જેમ મૈથુને કરીને મનુષ્યના ઉપવાસનો નાશ થાય છે તેમજ દીવસની નીંદ્રાયે કરીને મનુષ્યના ઉપવાસનો નાસ થઇ જાય છે ॥ ૮૦ ॥

અને સર્વ વૈષ્ણવના રાજા એવા જે શ્રી વલ્લભાચાર્ય તે-મના પુત્ર જે શ્રી વીઠ્ઠલનાથજી તે જે તે જે વૃત ને ઉછવના નીર્ણયને કર્ત્તા હવા ॥ ૮૧ ॥

અને તે વીઠ્ઠલનાથજીએ કર્યો જે નીર્ણય તેનેજ અ-નુસરીને સર્વે વૃત ને ઉછવ કરવા ॥ અને તે વીઠ્ઠલનાથજીએ કહી જે શ્રી કૃષ્ણની સેવા રીતી તેનુજ ગ્રહણ કરવું ॥ ૮૨ ॥

અને સર્વે જે અમારા આશ્રીત તેમણે દ્વારીકા આદીક જે તીર્થ તેની જાત્રા જે તે પોતાના સામર્થ પ્રમાણે જથાવીધી એ કરીને કરવી ॥ અને વળી પોતાના સામર્થ પ્રમાણે દીન જનને વિષે દયાવાન થવું ॥ ૮૩ ॥

અને અમારા જે આશ્રીત તેમણે વીષ્ણુ, શીવ, ગણપ-તી, પાર્વતી ને સૂર્ય એ પાંચ દેવ જે તે પૂજ્યપણે કરીને મા નવા ॥ ૮૪ ॥

અને જો ક્યારેક ભૂત પ્રેતાદીકનો ઉપદ્રવ થાય ત્યારે તો નારાયણકવચનો જપ કરવો ॥ અથવા હનુમાનના મંત્રનો જપ કરવો પણ એ વીના બીજા કોઇ ક્ષુદ્ર દેવના સ્તોત્ર મંત્ર-નો જપ ન કરવો ॥ ૮૫ ॥

અને સૂર્યનું ને ચંદ્રમાનું ગ્રહણ થએસતે અમારા જે સર્વે સત્સંગી તેમણે બીજી સર્વે ક્રીયાનો તત્કાળ ત્યાગ કરીને પ-

વીત્ર થઇને શ્રી કૃષ્ણ ભગવાનના મંત્રનો જપ કરવો ॥ ૮૬ ॥

અને તે ગ્રહણ મુકાઇ રહ્યા પછી વસ્ત્ર સહીત સ્નાન કરીને જે અમારા ગ્રહસ્થ સત્સંગી હોય તેમણે પોતાના સામર્થ પ્રમાણે દાન કરવું ॥ ને જે ત્યાગી હોય તેમણે ભગવાનની પૂજા કરવી ॥ ૮૭ ॥

અને અમારા સત્સંગી એવા જે ચારે વર્ણના મનુષ્ય તેમણે જન્મનું સૂતક તથા મરણનું સૂતક તે પોતપોતાનાં સંબંધને અનુસારે કરીને યથા શાસ્ત્ર પાળવું ॥ ૮૮ ॥

અને જે બ્રાહ્મણ વર્ણ હોય તેમણે શમ, દમ, ક્ષમા ને સંતોષ એ આદીક જે ગુણ તેમણે જુક્ત થવું ॥ અને જે ક્ષત્રી વર્ણ હોય તેમણે શુરવીરપણું ને ધીરજ એ આદીક જે ગુણ તેમણે જુક્ત થવું ॥ ૮૯ ॥

અને વૈશ્ય વર્ણ હોય તેમણે કૃષીકર્મ તથા વાણજ વેપાર તથા વ્યાજવટો એ આદીક જે વૃતીયું તેમણે કરીને વરતવું ॥ અને જે શુદ્ર વર્ણ હોય તેમણે બ્રાહ્મણાદીક ત્રણ વર્ણની સેવા કરવી ॥ એ આદીક જે વૃતીયું તેમણે કરીને વરતવું ॥ ૯૦ ॥

અને જે દ્વીજ હોય તેમણે ગર્ભાધાનાદીક સંસ્કાર તથા આન્હીક તથા શ્રાદ્ધ એ ત્રણ જે તે પોતપોતાના ગૃહ્ય સૂત્રને અનુસારે કરીને જેવો જેનો અવસર હોય ને જેવી ધન સંપતી

હોય તે પ્રમાણે કરવાં ॥ ૯૧ ॥

અને ક્યારેક જાણે અથવા અજાણે જે નાનું મોટું પાપ થઇ જાય તો પોતાની શકતી પ્રમાણે તે પાપનું પ્રાયશ્ચીત કરવું ॥ ૯૨ ॥

અને ચાર વેદ તથા વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવત નામે પુરાણ ॥ તથા મહાભારતને વિષે તો શ્રી વીષ્ણુસહસ્ત્ર નામ ॥ ૯૩ ॥

તથા શ્રી ભગવદ્ગીતા તથા વીદુરજીની કહેલી જે નીતી ॥ તથા સ્કંદપુરાણનો જે વીષ્ણુખંડ તેને વિષે રહ્યું એવું જે શ્રી વાસુદેવમાહાત્મ ॥ ૯૪ ॥

અને ધર્મ શાસ્ત્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્કય રૂષીની સ્મૃતી એ જે આઠ સત શાસ્ત્ર તે અમને ઇષ્ટ છે ॥ ૯૫ ॥

અને પોતાના હીતને ઇછતા એવા જે અમારા સર્વે શીષ્ય તેમણે એ આઠ સત શાસ્ત્ર જે તે સાંભળવાં ॥ અને અમારા આશ્રીત જે દીજ તેમણે એ સત શાસ્ત્ર જે તે ભણવાં તથા ભણાવવાં તથા એમની કથા કરવી ॥ ૯૬ ॥

અને તે આઠ સત શાસ્ત્રમાંથી આચાર વ્યવહાર ને પ્રાયશ્ચીત એ ત્રાણનો જે નીર્ણય કરવો તેને વિષે તો મીતાક્ષરા ટીકાએ જુક્ત એવી જે યાજ્ઞવલ્કય રૂષીની સ્મૃતી તેનુજ ગ્ર-

હણ કરવું ॥ ૯૭ ॥

અને વળી એ આઠ સત શાસ્ત્રને વિષે જે શ્રીમદ્‌ભાગ-વત પુરાણ તેના દશમ ને પંચમ નામે જે બે સ્કંધ તે જે તે શ્રી કૃષ્ણ ભગવાનના માહાત્મ જાણવાને અર્થે સર્વથી અધીક પણે જાણવા ॥ ૯૮ ॥

અને દસમસ્કંધ તથા પંચમસ્કંધ તથા યાજ્ઞવલ્કય સ્મૃતી એ જે ત્રણ તે અનુક્રમે કરીને અમારૂં ભકતી શાસ્ત્ર, યોગ શાસ્ત્ર ને ધર્મ શાસ્ત્ર છે કેહતાં દસમસ્કંધ તે ભકતી શાસ્ત્ર છે ને પંચમસ્કંધ તે યોગ શાસ્ત્ર છે ને યાજ્ઞવલ્કય સ્મૃતી તે ધર્મ શાસ્ત્ર છે એમ જાણવું ॥ ૯૯ ॥

અને શ્રી રામાનુજાચાર્યે કર્યું એવું જે વ્યાસસૂત્રનું શ્રી ભાષ્ય તથા શ્રી ભગવદ્‌ગીતાનુ ભાષ્ય એ જે બે તે અમારૂં અધ્યાત્મ શાસ્ત્ર છે એમ જાણવું ॥ ૧૦૦ ॥

અને એ સર્વે સત શાસ્ત્રને વિષે જે વચન જે તે શ્રી કૃષ્ણ ભગવાનનું સ્વરૂપ તથા ધર્મ તથા ભકતી તથા વૈરાગ્ય એ ચાર ના અતી ઉત્કર્ષપણાને કેહેતા હોય ॥ ૧૦૧ ॥

તે વચન જે તે બીજા વચન કરતાં પ્રધાનપણે માનવાં ॥ અને તે શ્રી કૃષ્ણ ભગવાનની ભકતી જે તે ધર્મે સહીતજ કરવી એવી રીતે સર્વે સત શાસ્ત્રનું રહસ્ય છે ॥ ૧૦૨ ॥

અને શ્રુતી ને સ્મૃતી તેમણે પ્રતીપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો ॥ અને શ્રી કૃષ્ણ ભગવાનને વિષે મહાત્મ જ્ઞાને સહીત જે ઘણો સ્નેહ તે ભક્તી જાણવી ॥ ૧૦૩॥

અને શ્રી કૃષ્ણ ભગવાન વીના અન્ય પદાર્થમાં પ્રીતી નહીં તે વૈરાગ્ય જાણવો ॥ અને જીવ માયા ને ઇશ્વર તેમના સ્વરૂપને રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહીયે ॥ ૧૦૪ ॥

અને જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે ને આણું સરખો સુક્ષ્મ છે ને ચૈતન્ય રૂપ છે ને જાણનારો છે ને પોતાની જ્ઞાન સક્તીયે કરીને નખથી શીખા પરજંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે ને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઇત્યાદીક છે લક્ષણ જેનાં એવો જીવ છે એમ જાણવો ॥ ૧૦૫ ॥

અને જે માયા છે તે ત્રિગુણાત્મક છે ને અંધકારરૂપ છે ને શ્રી કૃષ્ણ ભગવાનની શક્તી છે ॥ ને આ જીવને દેહ તથા દેહના જે સંબંધી તેમને વિષે અહંમમત્વની કરાવનારી છે એમ માયાને જાણવી ॥ ૧૦૬ ॥

અને જે ઇશ્વર છે તે જેમ હૃદયને વિષે જીવ રહ્યો છે તેમ જીવને વિષે અંતર્યામીપણે કરીને રહ્યા છે ॥ ને સ્વતંત્ર છે ને સર્વ જીવને કર્મફળના આપનારા છે એમ ઇશ્વરને જાણવા ॥ ૧૦૭ ॥

અને તે ઇશ્વર તે કીયા તો પરબ્રહ્મ પુરૂષોત્તમ એવા શ્રી કૃષ્ણ ભગવાન તે ઇશ્વર છે ।। અને તે શ્રી કૃષ્ણ જે તે આપણા ઇષ્ટ દેવ છે ને ઉપાસના કરવા જોગ છે ને સર્વ અવતારના કારણ છે ।। ૧૦૮ ।।

અને સમર્થ એવા જે તે શ્રી કૃષ્ણ તે જે તે રાધાજીયે જુક્ત હોય ત્યારે રાધા કૃષ્ણ એવે નામે જાણવા ।। અને રૂક્મણીરૂપ જે લક્ષ્મી તેણે જુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા ।। ૧૦૯ ।।

અને એ શ્રી કૃષ્ણ જે તે અરજુને જુક્ત હોય ત્યારે નર નારાયણ એવે નામે જાણવા ।। અને વળી તે શ્રી કૃષ્ણ જે તે બળભદ્રાદીકના જોગે કરીને તે તે નામે કેહેવાય છે એમ જાણવું ।। ૧૧૦ ।।

અને એ જે રાધાદીક ભક્ત તે જે તે ક્યારેક તો તે શ્રી કૃષ્ણ ભગવાનને પડખે હોય છે અને ક્યારેક તો અતી સ્નેહે કરીને શ્રી કૃષ્ણ ભગવાનના અંગને વિષે રહે છે ત્યારે તો તે શ્રી કૃષ્ણ ભગવાન એકલાજ હોય એમ જાણવા ।। ૧૧૧ ।।

એ હેતુ માટે એ શ્રી કૃષ્ણ ભગવાનનાં જે સ્વરૂપ તેમને વિષે સર્વ પ્રકારે કરીને ભેદ ન જાણવો ।। અને ચતુર્ભુજપણું અષ્ટભુજપણું, સહસ્રભુજપણું ઇત્યાદીક જે ભેદ જાણાય છે તે

તો દ્વીભુજ એવા જે તે શ્રી કૃષ્ણ તેની ઇચ્છાએ કરીને છે એમ જાણવું ॥ ૧૧૨ ॥

અને એવા જે તે શ્રી કૃષ્ણ ભગવાન તેની જે ભક્તી તે જે તે પૃથ્વીને વિષે સર્વ મનુષ્ય તેમને કરવી ॥ અને તે ભક્તી થકી બીજું એવું કલ્યાણકારી સાધન કોઇ નથી એમ જાણવું ॥ ૧૧૩ ॥

અને વીદ્યાદીક ગુણવાળા જે પુરૂષ તેમના ગુણવાનપણાનું એજ પરમ ફળ જાણવું ॥ કીયું તો જે શ્રી કૃષ્ણ ભગવાનને વિષે ભક્તી કરવી ને સતસંગ કરવો ॥ અને એ ભક્તી ને સતસંગ એ બે વીના તો વીદ્વાન હોય તોપણ અધોગતીને પામે છે ॥ ૧૧૪ ॥

અને શ્રી કૃષ્ણ ભગવાન તથા શ્રી કૃષ્ણ ભગવાનના જે અવતાર તે જે તે ધ્યાન કરવા જોગ્ય છે તથા શ્રી કૃષ્ણ ભગવાનની જે પ્રતીમા તે પણ ધ્યાન કરવા જોગ્ય છે માટે એમનું ધ્યાન કરવું ॥ અને મનુષ્ય ને દેવાદીક જે જીવ તે તો શ્રી કૃષ્ણ ભગવાનના ભક્ત હોય ને બ્રહ્મવેતા હોય તોપણ ધ્યાન કરવા જોગ્ય નથી માટે એમનું ધ્યાન ન કરવું ॥ ૧૧૫ ॥

અને સ્થુળ, સુક્ષ્મ ને કારણ એ જે ત્રણ દેહ તે થકી વીલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા તેને બ્રહ્મરૂપની ભાવનાએ

કરીને પછી તે બ્રહ્મરૂપે કરીને શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તી જે તે સર્વકાળને વિષે કરવી ॥ ૧૧૬ ॥

અને શ્રીમદ્ભાગવત પુરાણનો જે દસમસ્કંધ તે જે તે નીત્ય પ્રત્યે આદરથકી સાંભળવો અથવા વર્ષોવર્ષ એકવાર સાંભળવો ॥ અને જે પંડીત હોય તેમણે નીત્ય પ્રત્યે વાંચવો અથવા વર્ષોવર્ષ એકવાર વાંચવો ॥ ૧૧૭ ॥

અને એ જે દસમસ્કંધ તેનું પુરશ્ચરણ જે તે પુણ્ય સ્થાનકને વિષે પોતાના સામર્થ પ્રમાણે કરાવવું ॥ અને વળી વીષ્ણુ સહસ્ર નામ આદીક જે સત શાસ્ત્ર તેનું પુરશ્ચરણ પણ પોતાના સામર્થ પ્રમાણે કરવું કરાવવું ॥ તે પુરશ્ચરણ કેવું છે તો પોતાના મનવાંછીત ફળને આપે એવું છે ॥ ૧૧૮ ॥

અને કષ્ટની દેનારી એવી કોઇ દેવ સંબંધી આપદા આવી પડે ॥ તથા મનુષ્ય સંબંધી આપદા આવી પડે ॥ તથા રોગાદીક આપદા આવી પડે તેને વિષે જેમ પોતાની ને બીજાની રક્ષા થાય તેમ વરતવું પણ બીજી રીતે ન વરતવું ॥ ૧૧૯ ॥

અને આચાર, વ્યવહાર ને પ્રાયશ્ચીત એ જે ત્રણવાના તે જે તે દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, જાતી ને સામર્થ એટલાને અનુસારે કરીને જાણવા ॥ ૧૨૦ ॥

અને અમારૂં જે મત તે વીશીષ્ટા દ્વૈત છે એમ જાણવું અને અમને પ્રીય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું ॥ અને તે ધામને વિષે બ્રહ્મરૂપે કરીને શ્રી કૃષ્ણ ભગવાનની સેવા કરવી તે અમે મુક્તી માની છે એમ જાણવું ॥ ૧૨૧ ॥

અને આ જે પૂર્વે સર્વે ધર્મ કહ્યા તે જે તે અમારા આશ્રીત જે ત્યાગી, ગૃહસ્થ, બાઈ, ભાઇ સર્વે સતસંગી તેમનાં સામાન્ય ધર્મ કહ્યા છે ॥ કેતાં સર્વે સતસંગી માત્રને સરખા પાળવાના છે ॥ અને હવે એ સર્વેના જે વિશેષ ધર્મ છે તે પ્રથક પ્રથકપણે કરીને કહીયે છીયે ॥ ૧૨૨ ॥

હવે પ્રથમ ધર્મવંશી જે આચાર્ય ને તેમની પત્નીયું તેના જે વિશેષ ધર્મ તે કહીયે છિયે ॥ અમારા મોટા ભાઇ ને નાના ભાઈ તેમના પુત્ર જે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે પોતાના સમીપ સંબંધ વીનાની જે બીજી સ્ત્રી તેમને મંત્ર ઉપદેશ ક્યારેય ન કરવો ॥ ૧૨૩ ॥

અને તે સ્ત્રીને ક્યારેય પણ અડવું નહીં ને તે સાથે બોલવું નહીં ॥ અને કોઇ જીવને વિષે ક્રુરપણું ન કરવું ॥ અને કોઈની થાપણ ન રાખવી ॥ ૧૨૪ ॥

અને વ્યવહાર કારજને વિષે કેનુ પણ જમાન ગરૂ ન કરવું ॥ અને કોઇ આપત્કાળ આવી પડે તો ભીક્ષા માગીને

પોતાનો નીર્વાહ કરીને તે આપત્કાળને ઓળંગવો પણ કોઈનું કરજ તો ક્યારેય ન કરવું ॥ ૧૨૫ ॥

અને પોતાના જે શીષ્ય તેમણે ધર્મ નીમીત પોતાને આપ્યું જે અન્ન તે વેચવું નહીં ને તે અન્ન જુનુ થાય તો તે જુનુ કોઇકને દઇને નવું લેવું ॥ અને એવી રીતે જે જુનાનુ નવું કરીયે તે વેચ્યું ન કેહેવાય ॥ ૧૨૬ ॥

અને ભાદરવા સુદી ચતુર્થીને દીવસે ગણપતીની પૂજા કરવી ॥ તથા આશો વદી ચતુર્દશીને દીવસે હનુમાનની પૂજા કરવી ॥ ૧૨૭ ॥

અને અમારે આશ્રીત જે સર્વે સતસંગી તેમના ધર્મની રક્ષા કરવાને અર્થે એ સર્વના ગુરૂપણાને વિષે અમે સ્થાપન કર્યા એવા જે તે અયોધ્યાપ્રસાદ ને રઘુવીર તેમણે મુમુક્ષુ જનને દીક્ષા આપવી ॥ ૧૨૮ ॥

અને પોતાના આશ્રીત જે સર્વે સતસંગી તેમને અધીકાર પ્રમાણે પોતપોતાના ધર્મને વિષે રાખવા ॥ અને સાધુને આદરથકી માનવા ॥ તથા સત શાસ્ત્રનો અભ્યાસ જે તે આદરથકી કરવો ॥ ૧૨૯ ॥

અને મોટાં જે મંદીર તેમને વિષે અમે સ્થાપન કર્યાં એવા જે શ્રી લક્ષ્મિનારાયણ આદીક શ્રી કૃષ્ણના સ્વરૂપ તેમ-

ની જે સેવા તે યથાવીધીયે કરીને કરવી ॥ ૧૩૦ ॥

અને ભગવાનના મંદીર પ્રત્યે આવ્યો જે હરકોઇ અન્નાર્થી મનુષ્ય તેની પોતાના સામર્થ પ્રમાણે અન્નને દાને કરીને આદરથકી સંભાવના કરવી ॥ ૧૩૧ ॥

અને વીદ્યાર્થી ભણાવ્યાની શાળા કરાવીને પછી તેમાં એક વિદ્વાન બ્રાહ્મણને રાખીને પૃથ્વીને વિષે સદવીદ્યાની પ્રવર્તિ કરાવવી ॥ કેમજે વીદ્યા દાને કરીને મોટું પુન્ય થાય છે ॥ ૧૩૨ ॥

અને હવે એ અયોધ્યાપ્રસાદ ને રઘુવીર એ બેની જે પત્નીયું તેમણે પોતપોતાના પતીની આજ્ઞાએ કરીને સ્રીયુંનેજ શ્રી કૃષ્ણના મંત્રનો ઉપદેશ કરવો પણ પુરૂષને ન કરવો ॥ ૧૩૩ ॥

અને વળી તે બે જણાની જે પત્નીયું તેમણે પોતાના સમીપ સંબંધ વિનાના જે પુરૂષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો ॥ ને તેમની સાથે બોલવું નહીં ॥ ને તેમને પોતાનું મુખ પણ ન દેખાડવું ॥ એવી રીતે ધર્મવંશી આચાર્ય ને તેમની પત્નીયું તેમના જે વિશેષ ધર્મ તે કહ્યા ॥ ૧૩૪ ॥

હવે ગૃહસ્થાશ્રમીના જે વિશેષ ધર્મ છે તે કહીયે છૈયે ॥ અમારે આશ્રીત જે ગૃહસ્થાશ્રમી પુરૂષ તેમણે પોતાના સમીપ સંબંધ વીનાની જે વીધવા સ્રીયું તેમનો સ્પર્શ ન કર-

વો ॥ ૧૩૫ ॥

અને તે ગૃહસ્થાશ્રમી પુરૂષ તેમણે જવાન અવસ્થાયે જુક્ત એવી જે પોતાની મા, બેન ને દીકરી તે સંઘાથે પણ આપત્કાળ વીના એકાંત સ્થળને વિષે ન રહેવું ॥ અને પોતાની સ્રીનું દાન કોઇને ન કરવું ॥ ૧૩૬ ॥

અને જે સ્રીને કોઇ પ્રકારના વ્યવહારે કરીને રાજાનો પ્રસંગ હોય તેવી સ્રીનો પ્રસંગ તે કોઇ પ્રકારે પણ નજ કરવો ॥ ૧૩૭ ॥

અને તે ગૃહસ્થાશ્રમી તેમણે પોતાને ઘેર આવ્યો એવો જે અતીથી તેને પોતાના સામર્થ પ્રમાણે અન્નાદીકે કરીને પુજવો ॥ અને વળી હોમાદીક જે દેવ કર્મ ને શ્રાદ્ધાદીક જે પીતૃ કર્મ તે જે તે પોતાના સામર્થ પ્રમાણે જથાવીધી જેમ ઘટે તેમ કરવું ॥ ૧૩૮ ॥

અને અમારા આશ્રીત જે ગૃહસ્થ તેમણે માતા, પીતા ને ગુરૂ તથા રોગાતુર એવો જે કોઇ મનુષ્ય તેમની જે સેવા તે જીવત પરજંત પોતાના સામર્થ પ્રમાણે કરવી ॥ ૧૩૯ ॥

અને વળી પોતાના વર્ણાશ્રમને ઘટીત એવો જે ઉદ્યમ તે પોતાના સામર્થ પ્રમાણે કરવો ॥ અને કૃશીવૃતીવાળા જે ગૃહસ્થ સત્સંગી તેમણે બળદીયાના વૃશણનો ઉછેદ ન કરવો ॥

૧૪૦ ॥

અને તે ગૃહસ્થ સતસંગી તેમણે પોતાના સામર્થ પ્રમાણે સમયને અનુસરીને જેટલો પોતાના ઘરમાં વશ હોય તેટલા અન્ન દ્રવ્યનો સંગ્રહ તે કરવો ॥ અને જેના ઘરમાં પશુ હોય એવા જે ગૃહસ્થ તેમણે પોતાના સામર્થ પ્રમાણે ચાર પુળાનો સંગ્રહ કરવો ॥ ૧૪૧ ॥

અને ગાય, બળદ, ભેંસ, ઘોડા આદીક જે પશુ તેમની તૃણ જળાદીકે કરીને પોતાવને જો સંભાવના થાય તો તે પશુને રાખવાં ને જો સંભાવના ન થાય તો ન રાખવાં ॥ ૧૪૨ ॥

અને સાક્ષિયે સહીત લખત કર્યા વીના તો પોતાના પુત્ર ને મીત્રાદીક સાથે પણ પૃથ્વી ને ધનના લેણદેણે કરીને વ્યવહાર જે તે કયારેય ન કરવો ॥ ૧૪૩ ॥

અને પોતાનું અથવા બીજાનું જે વીવાહ સંબંધી કારજ તેને વિષે આપવા જોગ્ય જે ધન તેનું સાક્ષીયે સહીત લખત કર્યા વીના કેવળ બોલીજ ન કરવી ॥ ૧૪૪ ॥

અને પોતાની ઉપજનું જે દ્રવ્ય તેનેજ અનુસારે નીરંતર ખરચ કરવો પણ તે ઉપરાંત ન કરવો ॥ અને જે ઉપજ કરતાં વધારે ખરચ કરે છે તેને મોટું દુખ થાય છે એમ સર્વે ગૃહસ્થને મનમાં જાણવું ॥ ૧૪૫ ॥

અને પોતાના વ્યવહાર કારજને વિષે જેટલા ધનની ઉ-પજ હોય તથા જેટલો ખરચ હોય તે બેને સંભારીને નીત્ય પ્રત્યે રૂડા અક્ષરે કરીને પોતાને તેનું નામુ લખવું ॥ ૧૪૬ ॥

અને જે ગૃહસ્થાશ્રમી સતસંગી તેમણે પોતાની જે વૃતી ને ઉદ્યમ તેથકી પાંમ્યું જે ધન ધાન્યાદીક તે થકી દશમો ભાગ કાઢીને શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કરવો ॥ અને જે વ્યવ-હારે દુર્બળ હોય તેમણે વીશમો ભાગ અર્પણ કરવો ॥ ૧૪૭॥

અને એકાદશી આદીક જે વૃત તેમનુ જે ઉદ્યાપન તે જે તે પોતાના સામર્થ પ્રમાણે જથા શાસ્ત્ર કરવું ॥ તે ઉદ્યાપન કેવું છે તો પોતાના મનવાંછીત ફળનું આપનારૂં છે ॥ ૧૪૮ ॥

અને શ્રાવણ માસને વિષે શ્રી મહાદેવનું પૂજન જે તે બીલ્વ પત્રાદીકે કરીને પ્રીતી પુર્વક સર્વ પ્રકારે પોતાને કરવું અ-થવા બીજા પાસે કરાવવું ॥ ૧૪૯ ॥

અને પોતાના જે આચાર્ય તેથકી તથા શ્રી કૃષ્ણ ભગવા-નના જે મંદીર તેથકી કરજ ન કાઢવું ॥ અને વળી તે પોતાના આચાર્ય થકી ને શ્રી કૃષ્ણના મંદીરથકી પોતાના વ્યવહારને અર્થે પાત્ર, ઘરેણાં ને વસ્ત્રાદીક જે વસ્તુ તે માગી લાવવાં નહીં ॥ ૧૫૦ ॥

અને શ્રી કૃષ્ણ ભગવાન તથા પોતાના ગુરૂ તથા સાધુ

એમના દર્શન કરવાને અર્થે જાતે સતે મારગને વિષે પારકુ અ-
ન્ન ખાવું નહીં ॥ તથા શ્રી કૃષ્ણ ભગવાન તથા પોતાના ગુરૂ
તથા સાધુ તેમના જે સ્થાનક તેમને વિષે પણ પારકું અન્ન
ખાવું નહીં ॥ કેમજે તે પારકું અન્ન તો પોતાના પુણ્યને હરી લે
એવું છે માટે પોતાની ગાંઠનું ખરચ ખાવું ॥ ૧૫૧ ॥

અને પોતાનું કામકાજ કરવાને તેડ્યા જે મજુર તેમને
જેટલું ધન અથવા ધાન્ય દીધાનું કહ્યું હોય તે પ્રમાણેજ આ-
પવું પણ તેમાંથી ઓછું ન આપવું ॥ અને પોતા પાસે કોઇ
કરજ માગતો હોય ને તે કરજ દઇ ચુકયા હોઇયે તે વાતને છાં-
ની ન રાખવી ॥ તથા પોતાનો વંશ તથા કન્યાદાન તે પણ છાં
નું ન રાખવું અને દુષ્ટ એવા જે જન તેમની સાથે વ્યવહાર
ન કરવો ॥ ૧૫૨ ॥

અને જે ઠેકણે પોતે રેહેતા હોઇયે તે ઠેકાણે કોઇક કઠણ
ભૂંડો કાળ અથવા શત્રુ અથવા રાજા તેમના ઉપદ્રવે કરીને સ-
ર્વ પ્રકારે પોતાની લાજ જતી હોય કે ધનનો નાશ થતો હોય કે
પોતાના પ્રાણનો નાશ થતો હોય ॥ ૧૫૩ ॥

અને તે પોતાનું મૂળ ગરાસનું તથા વતનનું ગામ હોય
તોપણ તેનો વીવેકી એવા જે અમારા સત્સંગી ગૃહસ્થ તેમ-
ણે તત્કાળ ત્યાગ કરી દેવો ને જ્યાં ઉપદ્રવ ન હોય તેવો જે

બીજા દેશ તે પ્રત્યે જઇને સુખેથી રેહેવું ॥ ૧૫૪ ॥

અને ધનાઢય એવા જે ગૃહસ્થ સત્સંગી તેમણે હીંસાયે રહીત એવા જે વિષ્ણુ સંબંધી જજ્ઞ તે કરવા ॥ તથા તીર્થને વિષે તથા દ્વાદશી આદીક પર્વ તેને વિષે બ્રાહ્મણ તથા સાધુ તેમને જમાડવા ॥ ૧૫૫ ॥

અને તે ધનાઢય એવા જે ગૃહસ્થ સતસંગી તેમણે ભગવાનના મંદીરને વિષે મોટા ઉછ્વ કરવા ॥ તથા સુપાત્ર એવા જે બ્રાહ્મણ તેમને નાના પ્રકારનાં દાન દેવાં ॥ ૧૫૬ ॥

અને અમારે આશ્રીત એવા જે સતસંગી રાજા તેમણે ધર્મશાસ્ત્રને આસરીને પોતાના પુત્રની પેઠે પોતાની પ્રજાનું પાલન કરવું અને પૃથ્વીને વિષે ધર્મનું સ્થાપન કરવું ॥ ૧૫૭ ॥

અને તે રાજા તેમણે રાજ્યના જે સાત અંગ તથા ચાર ઉપાય તથા ૭ ગુણ તે જે તે લક્ષણે કરીને જથાર્થપણે જાણવા ॥ અને તીર્થ જે ચાર મોકલ્યાના સ્થાનક, તથા વ્યવહારના જાણનારા જે સભાસદ, તથા દંડવા જોગ્ય જે માણસ, તથા દંડવા જોગ્ય નહીં એવા જે માણસ એ સર્વેને લક્ષણે કરીને જથાર્થ પણે જાણવાં ॥ ૧૫૮ ॥

હવે સુવાસની બાઇયુંના વિશેષ ધર્મ કહીયે છૈયે ॥ અમારે આશ્રીત જે સુવાસની બાઇયું તેમણે પોતાનો પતી અંધ

હોય, રોગી હોય, દરીદ્રી હોય, નપુંસક હોય તોપણ તેને ઇ-શ્વરની પેઠે સેવવો ॥ અને તે પતી પ્રત્યે કટુક વચન ન બોલ-વું ॥ ૧૫૯ ॥

અને તે સુવાસની સ્રીયું તેમણે રૂપ ને જોબન તેણે જુ-કત ને ગુણવાન એવો જે અન્ય પુરૂષ તેનો પ્રસંગ સહજ સ્વ-ભાવે પણ નજ કરવો ॥ ૧૬૦ ॥

અને પતીવૃતા એવી જે સુવાસની સ્રીયું તેમણે પોતા-ની નાભી, સાથલ ને છાતી તેને બીજો પુરૂષ દેખે એમ ન વ-રતવું ॥ અને ઓઢયાના વસ્ર વીના ઉઘાડે સરીરે ન રહેવું ॥ અને ભાંડ ભવાઇ જોવા ન જાવું ॥ અને નીર્લજ એવી જે સ્રીયું તથા સ્વૈરીણી કાંમની ને પુંશ્ચલી એવી જે સ્રીયું તેમ-નો સંગ ન કરવો ॥ ૧૬૧ ॥

અને તે સુવાસની સ્રીયું તેમણે પોતાનો પતી પરદેશ ગયેસને આભુષણ ન ધારવાં ॥ ને રૂડાં વસ્ર ન પેરવાં ॥ ને પારકે ઘેર બેસવા ન જવું ॥ અને હાસ્ય વીનોદાદીકનો ત્યાગ કરવો ॥ ૧૬૨ ॥

હવે વીધવા સ્રીયુંના વિશેષ ધર્મ કહીયે છઇયે ॥ અ-મારે આશ્રીત જે વીધવા સ્રીયું તેમણે તો પતી બુદ્ધીયે કરીને શ્રી કૃષ્ણ ભગવાનને સેવવા ॥ અને પોતાના પીતા, પુત્રાદીક જે

સંબંધી તેમની આજ્ઞાને વિષે વરતવું પણ સ્વતંત્રપણે ન વરતવું ॥ ૧૬૩ ॥

અને તે વીધવા સ્ત્રીયું તેમણે પોતાના સમીપ સંબંધ વીનાના જે પુરૂષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો ॥ અને પોતાની જોબન અવસ્થાને વિષે અવસ્ય કારજ વીના સમીપ સંબંધ વીનાના જે જુવાન પુરૂષ તેમની સાથે ક્યારેય પણ બોલવું નહીં ॥ ૧૬૪ ॥

અને ધાવણો જે બાળક તેના સ્પર્શને વિષે તો જેમ પશુને અડી જવાય ને દોષ નથી તેમ દોષ નથી ॥ અને કોઇ અવસ્યનું કામકાજ પડે તેને વિષે કોઇક વૃદ્ધ પુરૂષને અડી જવાય તથા તે વૃદ્ધ સાથે બોલાય તેને વિષે દોષ નથી ॥ ૧૬૫ ॥

અને તે વીધવા સ્ત્રીયું તેમણે પોતાના સમીપ સંબંધ વીનાના જે પુરૂષ તે થકી કોઇ વીદ્યા પણ ન ભણવી ॥ અને વ્રત ઉપવાસે કરીને વારંવાર પોતાના દેહનું દમન કરવું ॥ ૧૬૬ ॥

અને તે વીધવા સ્ત્રીયું તેમણે પોતાના ઘરમાં પોતાના જીવત પરજંત દેહ નીર્વાહ થાય એટલુંજ જો ધન હોય તો તે ધન જે તે ધર્મ કારજને વિષે પણ ન આપવું ॥ અને જો તેથી અધીક હોય તો આપવું ૧૬૭ ॥

અને તે વીધવા સ્ત્રીયું તેમણે એકવાર અહાર કરવો ને પૃથ્વીને વિષે સુવું ॥ અને મૈથુનાશક્ત એવાં જે પશુ પક્ષી આદીક જીવ પ્રાણી માત્ર તેમને ક્યારેય પણ જાણીને જોવાં નહીં ॥ ૧૬૮ ॥

અને તે વીધવા સ્ત્રીયું તેમણે સુવાસની સ્ત્રીના જેવો વેશ ન ધારવો ॥ તથા સંન્યાસણી તથા વેરાગણ તેના જેવો વેશ ન ધારવો ॥ અને પોતાના દેશ, કુળ ને આચાર તેને વીરૂદ્ધ એવો જે વેસ તે પણ ક્યારેય ન ધારવો ॥ ૧૬૯ ॥

અને ગર્ભની પાડનારી જે સ્ત્રી તેનો સંગ ન કરવો અને તેનો સ્પર્શ પણ ન કરવો ॥ અને પુરૂષના રસ શૃંગાર સંબંધી જે વારતા તે ક્યારેય ન કરવી ને ન સાંભળવી ॥ ૧૭૦ ॥

અને જુવાન અવસ્થાને વિષે રહી એવી જે વીધવા સ્ત્રીયું તેમણે જુવાન અવસ્થાવાળા જે પોતાના સંબંધી પુરૂષ તેમની સંઘાથે પણ એકાંત સ્થળને વિષે આપત્કાળ પડ્યા વીના ન રહેવું ॥ ૧૭૧ ॥

અને હોળીની રમત ન કરવી ને આભૂષણાદીકનું ધારણ ન કરવું ॥ અને સુવર્ણાદીક ધાતુના તારે જુક્ત એવાં જે ઝીણાં વસ્ત્ર તેનું ધારણ પણ ક્યારેય ન કરવું ॥ ૧૭૨ ॥

અને સુવાસની ને વીધવા એવી જે સ્ત્રીયું તેમણે વસ્ત્ર

પેથી વીના નાહાવું નહીં ॥ અને પોતાનું જે રજસ્વળાપણું તે કોઇ પ્રકારે ગુપ્ત ન રાખવું ॥ ૧૭૩ ॥

અને વળી રજસ્વળા એવી જે સુવાસની ને વીધવા સ્ત્રીયું તે ત્રણ દીવસ સુધી કોઇ મનુષ્યને તથા વસ્ત્રાદીકને અડે નહીં ॥ અને ચોથે દીવસે નાહીને અડવું ॥ એવી રીતે ગૃહસ્થાશ્રમી એવા જે પુરૂષ ને સ્ત્રીયું તેમના જે આ વિશેષ ધર્મ કહ્યા તે સર્વે ધર્મવંશી આચાર્ય ને તેમની પત્નીયું તેમણે પણ પાળવા કેમજે એ ગૃહસ્થ છે ॥ ૧૭૪ ॥

હવે નૈષ્ટીક બ્રહ્મચારીના જે વિશેષ ધર્મ તે કહીયે છૈયે ॥ અમારે આશ્રીત જે નૈષ્ટીક બ્રહ્મચારી તેમણે સ્ત્રી માત્રનો સ્પર્શ ન કરવો ॥ અને તે સ્ત્રીયું સંઘાથે બોલવું નહીં ને જાણીને તે સ્ત્રીયું સનમુખ જોવું નહીં ॥ ૧૭૫ ॥

અને તે સ્ત્રીયુંની વારતા કયારેય ન કરવી ને ન સાંભળવી ॥ અને જે સ્થાનકને વિષે સ્ત્રીયુંનો પગ ફેર હોય તે સ્થાનકને વિષે સ્નાનાદીક ક્રીયા કરવા ન જાવું ॥ ૧૭૬ ॥

અને દેવતાની પ્રતીમા વીના બીજી જે સ્ત્રીની પ્રતીમા ચીત્રની અથવા કાષ્ટાદીકની હોય તેનો સ્પર્શ ન કરવો ॥ અને જાણીને તો તે પ્રતીમાને જોવી પણ નહીં ॥ ૧૭૭ ॥

અને તે નૈષ્ટીક બ્રહ્મચારી તેમણે સ્ત્રીની પ્રતીમા ન કર-

વી ને સ્ત્રીએ પોતાના શરીર ઉપર ધારેલું જે વસ્ત્ર તેને અડવું નહીં ॥ અને મૈથુનાશકત એવા જે પશુ પક્ષાદીક પ્રાણી માત્ર તેમને જાણીને જોવાં નહીં ॥ ૧૭૮ ॥

અને સ્ત્રીના વેશને ધરી રહ્યા એવા જે પુરૂષ તેને અડવું નહીં ॥ ને તેની સામુ જોવું નહીં ॥ ને તે સાથે બોલવું નહીં ॥ અને સ્ત્રીનો ઉપદેસ કરીને ભગવાનની કથા કીર્તન પણ ન કરવા ॥ ૧૭૯ ॥

અને તે નૈષ્ટીક બ્રહ્મચારી તેમણે પોતાના બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ થાય એવું જે વચન તે તો પોતાના ગુરૂનુ પણ ન માનવું ॥ ને સદાકાળ ધીરજવાન રેહેવું ને સંતોષે જુક્ત રેહેવું ને માને રહીત રેહેવું ॥ ૧૮૦ ॥

અને બળાત્કારે કરીને પોતાને અતીસે સમીપે આવતી એવી જે સ્ત્રી તેને બોલીને અથવા તીરસ્કાર કરીને પણ તુરત વારવી પણ સમીપે આવવા દેવી નહીં ॥ ૧૮૧ ॥

અને જો કયારેક સ્ત્રીયુંનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો જો આપત્કાળ આવી પડે ત્યારે તો તે સ્ત્રીયુંને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીયુંની રક્ષા કરવી ને પોતાની પણ રક્ષા કરવી ॥ ૧૮૨ ॥

અને નૈષ્ટીક બ્રહ્મચારી તેમણે પોતાને સરીરે તૈલ મર્દન

ન કરવું ને આયુદ્ધ ન ધારવું ॥ અને ભયંકર એવો જે વેશ તે ન ધારવો ને રસના ઇંદ્રીને જીતવી ॥ ૧૮૩ ॥

અને જે બ્રાહ્મણના ઘરને વિષે સ્ત્રી પીરસનારી હોય તેને ઘેર ભીક્ષા કરવા જવું નહીં ॥ અને જ્યાં પુરૂષ પીરસનારો હોય ત્યાં જવું ॥ ૧૮૪ ॥

અને નૈષ્ઠીક બ્રહ્મચારી તેમણે વેદ શાસ્ત્રનો અભ્યાસ કરવો અને ગુરૂની સેવા કરવી ॥ ને સ્ત્રીયુંની પેઠેજ સ્રૈણ પુરૂષનો સંગ જે તે સર્વકાળે વર્જવો ॥ ૧૮૫ ॥

અને જે જાતીયે કરીને બ્રાહ્મણ હોય તે કોઇને પાણ ચર્મવારી ન પીવું ॥ અને ડુંગળી ને લસણ આદીક જે અભક્ષ વસ્તુ તે બ્રાહ્મણ જાતી હોય તેમણે કોઇ પ્રકારે ન ખાવું ॥ ૧૮૬ ॥

અને જે બ્રાહ્મણ હોય તેમણે સ્નાન, સંધ્યા, ગાયત્રીનો જપ, શ્રી વીષ્ણુની પુજા ને વૈશ્વદેવ એટલાવાના કર્યા વીના ભોજન કરવું નહીં ॥ એવી રીત્યે નૈષ્ઠીક બ્રહ્મચારીના વીશેષ ધર્મ કહ્યા ॥ ૧૮૭ ॥

હવે સાધુના વિશેષ ધર્મ તે કહીએ છિયે ॥ અમારે આશ્રીત જે સર્વે સાધુ તેમણે નૈષ્ટીક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીયુંના દર્શણ, ભાષણાદીક પ્રસંગનો ત્યાગ કરવો ॥ તથા સ્રૈણ પુરૂષ-

ના પ્રસંગાદીકનો ત્યાગ કરવો ॥ અને અંતરશત્રુ જે કામ, ક્રોધ, લોભ ને માન આદીક તેમને જીતવા ॥ ૧૮૮ ॥

અને સર્વે ઇંદ્રીઓ તે જીતવી ને રસના ઇંદ્રીયને તો વિશેષપણે કરીને જીતવી ॥ અને દ્રવ્યનો સંગ્રહ પોતાને કરવો નહીં ને કોઇ બીજા પાસે પણ કરાવવો નહીં ॥ ૧૮૯ ॥

અને કોઇની પાણ થાપણ ન રાખવી અને ક્યારેય પણ ધીરજતાનો ત્યાગ ન કરવો ॥ અને પોતાના ઉતારાની જાયગા બંધીની હોય તો તેને વિષે ક્યારેય પણ સ્ત્રીનો પ્રવેસ થવા દેવો નહીં ॥ ૧૯૦ ॥

અને તે સાધુ તેમણે આપત્કાળ પડ્યા વીના રાત્રીને વિષે સંઘ સોબત વિનાનું ચાલવું નહીં ॥ તથા આપત્કાળ પડ્યા વીના ક્યારેય પણ એકલા ચાલવું નહીં ॥ ૧૯૧ ॥

અને જે વસ્ત્ર બહુ મૂલવાળું હોય તથા ચીત્ર વીચીત્ર ભાતનું હોય ॥ તથા કસુંબાદીક જે રંગ તેણે કરીને રંગેલું હોય ॥ તથા શાલ દુશાલો હોય ને તે જો બીજાની ઇચ્છાએ કરીને પોતાને પ્રાપ્ત થયું હોય તોપણ તે વસ્ત્ર પોતાને પેરવું ઓઢવું નહીં ॥ ૧૯૨ ॥

અને ભીક્ષા તથા સભાપ્રસંગ એ બે કારણ વીના ગૃહસ્થના ઘર પ્રત્યે જાવું નહીં ॥ અને ભગવાનની નવ પ્રકારની ભક્તી

તે વીના વ્યર્થાકાળ નીગમવો નહીં ॥ નીરંતર ભક્તી કરીનેજ કા
ળ નીર્ગમવો ॥ ૧૮૩ ॥

અને જે ગૃહસ્થના ઘરને વિષે રાંધેલ અન્નનો પીરસના-
રો પુરૂષજ હોય તથા સ્ત્રીયુંના દર્શનાદીક પ્રસંગ કોઇ રીતે થાય
એમ ન હોય ॥ ૧૮૪ ॥

એવી રીતનું જે ગૃહસ્થનું ઘર તે પ્રત્યે અમારા સાધુ
તેમણે જમવા જવું ॥ અને એ કહ્યું તેવું ન હોય તો કાચું અ-
ન્ન માગીને પોતાને હાથે રસોઈ કરીને ભગવાનને નૈવેદ્ય ધરા-
વીને જમવું ॥ ૧૮૫ ॥

અને પુર્વે રૂષભદેવ ભગવાનના પુત્ર જે ભરતજી તે જે તે
પૃથ્વીને વિષે જડ બ્રાહ્મણ થકા જેમ વીચરતા હુવા તેમજ પ-
રમહંસ એવા જે અમારા સાધુ તેમણે વર્તવું ॥ ૧૮૬ ॥

અને નૈષ્ટીક બ્રહ્મચારી ને એ સાધુ તેમણે તાંબુલ તથા
અફીણ તથા તમાકુ ઇત્યાદીકનું જે ભક્ષણ તે જતને કરીને વ-
ર્જવું ॥ ૧૮૭ ॥

અને તે નૈષ્ટીક બ્રહ્મચારી ને સાધુ તેમણે ગર્ભાધાન
આદીક જે સંસ્કાર તેમને વિષે જમવું નહીં ॥ તથા એકાદશાહ
પરજંત જે પ્રેતશ્રાદ્ધ તેમને વિષે જમવું નહીં ॥ તથા દ્વાદશાહ
શ્રાદ્ધ તેમને વિષે જમવું નહીં ॥ ૧૮૮ ॥

અને રોગાદીક આપત્કાળ પડ્યા વીના દીવસે સુવું ન-હીં ॥ અને ગ્રામ્ય વાર્તા કરવી નહી ને જાણીને સાંભળવી નહીં ॥ ૧૯૯ ॥

અને તે નૈષ્ટીક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદીક આપત્કાળ પડ્યા વીના ખાટલા ઉપર સુવું નહી ॥ અને સાધુની આગળ તો નીરંતર નીષ્કપટપણે વરતવું ॥ ૨૦૦ ॥

અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતીવાળો દુષ્ટજન હોય તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહનજ કરવું પણ તેને સામી ગાળ ન દેવી ને મારવું નહીં ॥ ને તેનું જેમ હીત થાય તેમજ મનમાં ચીંતવન કરવું પણ તેનું ભુંડુ થાય એવો તો સંકલ્પ પણ ન કરવો ॥ ૨૦૧ ॥

અને કોઇનું દૂતપણું ન કરવું ॥ તથા ચાડીયાપણું ન કરવું ॥ અને કોઇના ચાર ચક્ષુ ન થવું ॥ અને દેહને વિષે અહંબુદ્ધી ન કરવી ને સ્વજનાદીકને વિષે મમતા ન કરવી ॥ એવી રીતે સાધુના વિશેષ ધર્મ કહ્યા ॥ ૨૦૨ ॥

અને અમારા આશ્રીત એવા જે સત્સંગી બાઇ ભાઇ સર્વે તેમના જે સામાન્ય ધર્મ ને વીશેષ ધર્મ તે જે તે સંક્ષેપે કરીને આવી રીતે અમે લખ્યા છે ॥ અને આ ધર્મનો જે વીસ્તાર તે તો અમારા સંપ્રદાયના જે ગ્રંથ તે થકી જાણવો ॥ ૨૦૩ ॥

અને સર્વે જે સતશાસ્ત્ર તેનો જે સાર તેને અમે અમારી બુદ્ધીએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી લખી છે ॥ તે કેવી છે તો સર્વે મનુષ્ય માત્રને મનવાંછીત ફળની દેનારી છે ॥ ૨૦૪॥

એ હેતુ માટે અમારા આશ્રીત જે સર્વે સતસંગી તેમણે સાવધાનપણે કરીને નીત્ય પ્રત્યે આ શિક્ષાપત્રીને અનુસરીનેજ વર્તવું ॥ પણ પોતાના મનને જાણે તો ક્યારેય ન વર્તવું ॥ ૨૦૫ ॥

અને જે અમારા આશ્રીત પુરૂષ ને સ્ત્રીયું તે જે તે આ શિક્ષાપત્રી પ્રમાણે વરતસે તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થની સીદ્ધીને નીશ્ચે પામશે ॥ ૨૦૬ ॥

અને જે બાઇ ભાઇ આ શિક્ષાપત્રી પ્રમાણે નહીં વર્તે તે તો અમારા સંપ્રદાય થકી બાહાર છે એમ અમારા સંપ્રદાયવાળા સ્ત્રી ને પુરૂષ તેમણે જાણવું ॥ ૨૦૭ ॥

અને અમારા આશ્રીત જે સતસંગી તેમણે આ શિક્ષાપત્રીનો નીત્યે પાઠ કરવો ॥ અને જેને ભણતાં આવડતું નહોય તેમણે આદર થકી આ શિક્ષાપત્રીનું શ્રવણ કરવું ॥ ૨૦૮॥

અને આ શીક્ષાપત્રીને વાંચી સંભળાવે એવો કોઇ ન હોય ત્યારે તો નીત્ય પ્રત્યે આ શિક્ષાપત્રીની પુજા કરવી ॥ અને આ જે અમારી વાણી તે અમારૂં સ્વરૂપ છે એવી રીતે

પરમ આદર થકી માનવી ॥ ૨૦૯ ॥

અને આ જે અમારી શિક્ષાપત્રી તે જે તે દૈવી સંપ્રદાયે કરીને જુક્ત જે જન હોય તેને આપવી ॥ અને જે જન આસુરી સંપ્રદાયે કરીને જુક્ત હોય તેને તો કયારેય ન આપવી ॥ ૨૧૦ ॥

સંવત ૧૮૮૨ અઢાર બાસીના માહા સુદી પંચમીને દીવસે આ શીક્ષાપત્રી અમે લખી છે તે પરમ કલ્યાણકારી છે ॥ ૨૧૧ ॥

અને પોતાના આશ્રીત જે ભક્ત જન તેમની જે સમગ્ર પીડા તેના નાસના કરનારા એવા ॥ ને ધર્મે સહીત જે ભક્તી તેની રક્ષાના કરનારા એવા ॥ ને પોતાના ભક્ત જનને મનવાંછીત સુખના આપનારા એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તે જે તે અમારા સમગ્ર મંગળને વીસ્તારો ॥ ૨૧૨ ॥

ઈતીશ્રી સહજાનંદ સ્વામી શીષ્ય નીત્યાનંદ મુની લીખીતા શિક્ષાપત્રી ટીકા સમાપ્તા ॥

---

## પ્રાર્થના.

જય જય શ્રી વાસુદેવ ભગવન્નારાયણ ॥ મહાપુરૂષ મહાનુંભાવ પર મંગળ ॥ પરમ કલ્યાણ સચ્ચિદાનંદ દિવ્ય મૂ-

ર્ત ॥ અનેક કોટિ બ્રહ્માંડાધીશ શ્વેત દ્વિપપને મથુરાનાથ વસુ દેવ દેવકીનંદન ॥ ગોકુલાધીશં વૃંદાવન વિહારી ॥ રાધિકા ર-માણ ॥ મુરલી મનોહર ગોપીજન વલ્લભ વૃજરાજ નંદ નંદનં યસોદા જીવન કંશ નાશન ॥ શ્રી દ્વારિકાધીશ ॥ લક્ષ્મીનારાય-ણ ॥ નરનારાયાણ ॥ ભક્તજન સંકટ નાશન ॥ દ્રૌપદિ લજ્જા રક્ષક ॥ ધર્મ ધુરંધર ભક્તી ધર્મ નંદન અધમોદ્ધારક ॥ પતિત પાવન ॥ અશરાણ શરાણ ॥ આનંદપાદ ॥ આનંદ મુખ ॥ આ નંદ નયન ॥ આનંદ રૂપ ॥ આનંદ વસ ॥ આનંદ ભુખણ ॥ અનંત કલ્યાાણ ગુણ દયા સાગર ॥ દુર્મતિ નાશન ॥ કામ ક્રોધ લોભ ભય નિવારણ ॥ કાલ માયા પાશ મોચક ॥ ભવસાગર તારક ॥ પુર્ણ પુરૂષોતમ ॥ પરમાત્મા ॥ પરમેશ્વર લક્ષ્મીકાંત કૃષ્ણ કેશવ ॥ ઘનશ્યામ નિલકંઠ નારાયાણ મુને ॥ મહારાજા ધિરાજ ॥ તમે તો સકલ જીવ ઇશ્વર માયાના સ્વામિ છો ॥ ને હું તમારો સેવક છું અને હાથ જોડીને તમારી પ્રાર્થના કરૂં છું ॥ જે જાણીને તથા ન જાણીને જે અપરાધ મેં ક-ર્યા હોય તે સર્વે તમો ક્ષમા કરજો ॥ તમે તો મારી ઉપર કૃપા કરીને ભવસાગર તરવાને કાજે નર દેહ આપ્યો છે ॥ પણ હું તો અનેક જન્મનાં કર્મ પાસનો બાંધેલો પાપી જીવ છું તે અવ તર્યો ત્યારથી કુસંગમાં પડેલો છું ॥ માતાના ઉદરમાં હતો ત્યા

રે છ લાખ ને ચોર્યાશી શહસ્ર નરકના કુંડ છે ।। તે કરતાં પણ ગર્ભવાસનું દુઃખ ઘણું લાગ્યું ત્યારે તમારી સંગાતે કોલ દલાસા કર્યા ।। જે હે મહારાજ ।। કૃપા કરીને મને આ ગર્ભ સંકટમાંથી છોડવો ।। હવે આજ પછી કશું પાપ કરીશ નહીં ।। ને તમારા ચાણારવિંદની ભક્તિ કરીશ ।। જે મારે ફરીને આ ઠેકાણે આવવું પડે નહીં એવું કરીશ ।। એમ કહીને બાહેર આવ્યો તે વાત તો ભૂલી ગયો ।। ને તમારી મૂર્ત્તિ નિરખવાને કાજે તથા તમારા ભક્તના દર્શન કરવાને કાજે તમે તો મને સારાં સુંદર નેત્ર આપ્યાં તે નેત્રવતે સંસારી જીવનેજ જોતો ફર્યો ।। પણ તમને તથા તમારા સંતને તો ઓળખ્યાજ નહીં ।। એ મારો મોટો અપરાધ છે તે ક્ષમા કરજો ।। હે મહારાજ ।। વળી તમે કૃપા કરીને તમારી કથા સાંભળવાને તથા તમારા ભક્તના ગુણ સાંભળવાને કાજે મને સારા કાંન આપ્યા તે કાંનવતે હું તો સંસાર વ્યવહારની વાતો સાંભળતો ફર્યો પણ ભાવે કરીને તમારા ને તમારા ભક્તનાં ગુણાનુવાદ સાંભળ્યાં નહીં ।। એ મારો મોટો અપરાધ છે તે તમે ક્ષમા કરજો ।। હે મહારાજ ।। વળી તમે તો કૃપા કરીને તમારા ગુણ ગાવાને કાજે મને મુખ આપ્યું ।। તે વતે હું તો સંસારનાં કામનો ઘણોક બકવાદ કરતો ફર્યો ।। પણ પ્રેમે કરીને તમારાં ને તમારા ભક્તનાં કીર્ત્તન ગાયાં નહીં ।।

ને તમારી પ્રસાદી કર્યા વીના જે તે ખાનો ફર્યો ॥ એ મારો મો-
ટો અપરાધ છે તે તમે ક્ષમા કરજો ॥ એવી રીતે મારા મોટા
મોટા ઘણાક અપરાધ છે તે તમે મનમાં લાવશો નહીં ॥ પોતા-
ના બરદ સામું જોઇને મારો ઉદ્ધાર કરજો ॥ હું તો પોતાને ક-
ર્મે કરીને ભવસાગરમાં વહ્યો જતો હતો ॥ પણ તમે મોટા દ-
યાનિધિ છો તે મારો હાથ ઝાલી લીધો છે ॥ હવે તો બાંહ્ય
ગ્રહ્યાની લાજ રાખજો ॥ હે મહારાજ ॥ મારી આંખ્યો તમારી
મૂર્ત્તિ સામી નિત્યે રેહેજો ॥ ને મારા કાંન નિત્યે તમારી કથા
સાંભળજો ॥ ને મારા હાથ તમારી સેવામાં નિત્યે રેહેજો ॥ ને
મારા પગ નિત્યે તમારા મંદિર પ્રત્યે ચાલજો ॥ ને મારી જીભ
નિત્યે તમારૂં નામ રટણ કરજો ॥ ને મારૂં મન નિત્યે તમારી
મૂર્ત્તિનું ધ્યાન કરજો ॥ એટલાં વાંનાં તમારી પ્રાર્થના કરીને હું
માગું છું ॥ ને કૃપા કરીને આપો ॥ તમે તો ક્ષર થકી પર છો ॥
માયા થકી પર છો ॥ શ્રી પુરૂષોત્તમ સ્વરૂપ પોતે છો ॥ અક્ષર
બ્રહ્મ તમારૂં ધામ છે ॥ માયા તમારી શક્તિ છે ॥ સર્વે જીવ ત-
મારા દાસ છે ॥ અનેક કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ સંહા-
રના કરનારા તમે એક સ્વામિ સત્ય છો ॥ કારણના કારણ છો
॥ કાળના કાળ છો ॥ ઇંદ્રિયના ઇંદ્રિય છો ॥ તમે આત્માના
આત્મા છો ॥ પ્રાણના પ્રાણ છો ॥ ઇશ્વરના ઇશ્વર છો ॥ અં-

તર્યામી પ્રભુ છો ॥ સર્વના સાક્ષિ છો ॥ સકળ કર્મના ફળદાતા છો ॥ સ્વયંજ્યોતિ રૂપ છો ॥ માયાના ગુણે રહિત તમારી મૂર્તિ છે ॥ માટે તમે નિર્ગુણ છો ॥ માયાનો ઘડેલો તમારો આકાર નથી માટે તમે નિરાકાર છો ॥ નિરંજન છો ॥ અખંડ અવિનાશી છો ॥ તમારા ગુણનો અંત ચાર મુખે બ્રહ્મા પામતા નથી ॥ ને સહસ્ત્ર મુખે શેષજી પણ પામતા નથી ॥ ત્યારે હું અલ્પ જીવ તમારી સ્તુતિ શી કરૂં ? ॥ સંસારમાં જે મુમુક્ષુ જીવ હશે તેને તો તમારા ચરણારવિંદનો એક દ્રઢ આશ્રય વિના કલ્યાણકારી બીજું કશું નથી ॥ સર્વ દેવતા માત્ર તમને નમે છે ॥ સર્વ શાસ્ત્ર પુરાણ તમારૂં વર્ણન કરે છે ॥ વેદ સર્વે તમારી સ્તુતિ કરે છે ॥ તમારી ભક્તિ કર્યા વિના તો બ્રહ્માદિક મોટા જે ઇશ્વર છે તેમને પણ સંસારની ભ્રમણ છુટતી નથી ॥ ને નીચ જીવ હોય ને તે જો તમારી ભક્તિ કરે તો તેને પણ બ્રહ્માદિક દેવતા નમસ્કાર કરે છે ॥ ને તમારા ધામને તે પામે છે ॥ તમારા ભયથકી પૃથ્વિ લોકને ધરી રહી છે ॥ તમારા ભય થકી સમય સમય પ્રત્યે વૃક્ષ પુષ્પ, ફળ, આપે છે ॥ તમારા ભય થકી શેષ નાગ ચૌદ લોકને માથા ઉપર ધરી રહયા છે ॥ તમારા ભય થકી ઇંદ્ર રાજા વરસાદ વરસાવે છે ॥ તમારા ભય થકી સૂર્ય ચંદ્ર કાળચક્ર નિત્યે ફરે છે ॥ તમારા ભય થકી મૃત્યુ પણ પ્ર-

હ્માંડને વિશે સર્વત્ર ફરે છે ॥ ને બ્રહ્મા વિષ્નુ સદાશિવ એ સર્વે જે એક એક બ્રહ્માંડના ઇશ્વર છે તે પણ તમારી આજ્ઞાને વિશે વર્તે છે ॥ એવા મોટા સમર્થ છો એમ જાણીને દ્રઢ વિશ્વાસે તમારા ચરણ કમળનો આશ્રય કર્યો છે ॥ તે માટે મારી પર કૃપા દ્રષ્ટિ નિત્યે રાખજો ॥ મારા મનના વિકાર માત્રનો નાશ કરજો ॥ સુબુદ્ધિ આપજો ॥ તમારા ભક્તનો સમાગમ નિત્યે આપજો ॥ ને મારૂં મન કોઇ દિવસ તમારા ચરણારવિંદ મુકીને પાપ કર્મ ઉપર જાય નહીં એવી કૃપા કરજો ॥ તમે તો સર્વજ્ઞ છો ને હું તો અલ્પજ્ઞ છું તેથી તમારી પ્રાર્થના ઘણી શી કરૂં ॥ મારે તો આ લોકમાં તથા પરલોકમાં તમારા ચરણારવિંદ વિના બીજા કોઇનો આશ્રય નથી ॥ ને હું તો કશું સમઝતો નથી ॥ માટે જેમ મારૂં સારૂં થાય તેમ કરજો ॥ તમે જે ઉપકાર કર્યા છે તેનું સારૂં વાળવાનું કોઇનું પણ સામર્થ નથી ॥ માટે હું તો તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું ॥ ઇતિ શ્રી દિનાનાથ ભટ્ટ વિરચિતા ॥ ભક્તિ ધર્મ નંદન શ્રી વાસુદેવ પ્રાર્થના સમાપ્ત ॥



# ગરબીઓ.

## થાળ.

અવિનાશી આવોરે, જમવા કૃષ્ણ હરી ॥ શ્રી ભક્તિ ધર્મ સુતરે, જમાડું પ્રીત કરી ॥ ૧ ॥ શેરડિયો વાળીરે, ફુલડાં વેર્યાં છે ॥ મળિયાગરે મંદિરરે, લિંપ્યાં લેર્યાં છે ॥ ૨ ॥ ચાખડિયો પેરીરે, પધારો ચટકંતા ॥ મંદિરિયે મારેરે, પ્રભુજી લટકંતા ॥ ૩ ॥ બાજોઠે બેસારીરે, ચરણ કમળ ધોઊં ॥ પામરિયે પ્રભુજીરે ॥ પાવલિયા લોઊં ॥ ૪ ॥ ફુલેલ સુગંધીરે, ચોળું શરીરે ॥ હેતે નવરાવુંરે, હરી ઉને નીરે ॥ ૫ ॥ પેરાવું પ્રીતેરે, પીતાંબર ધોતી ॥ ઉપરણિ ઓઢાડુંરે, અતી ઝીણા પોતી ॥ ૬ ॥ કેસર ચંદનનુંરે, ભાળે તિલક કરૂં ॥ વંદન કરિ વિષ્ણુરે, ચરણે શીશ ધરૂં ॥ ૭ ॥ ઉરહાર ગુલાબીરે, ગજરાં બાંધીને ॥ નિરખું નારાયણરે, દ્રષ્ટી સાંધીને ॥ ૮ ॥ શીતળ સુગંધીરે, કળશ ભર્યા જળના ॥ ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મખમલના ॥ ૯ ॥ કંચન બાજોઠેરે, બિરાજો બહુ નામી ॥ પકવાનને પીરશીરે, થાળ લાવું સ્વામી ॥ ૧૦ ॥ મોતૈયા લાડુરે, સેવૈયા સારા ॥ તમકાજ કર્યા છેરે, લાખાણશાઇ

પ્યારા ॥ ૧૧ ॥ મગદળ ને સેવદળીરે, લાડૂ દળના છે ॥ ખા. જાં ને ખુરમાંરે, ચુરમાં ગોળનાં છે ॥ ૧૨ ॥ જલેબી ગેબરરે, બરફી બહુ સારી ॥ પેંડા પતાસાંરે, સાટા સુખકારી ॥ ૧૩ ॥ મરકી ને મેંસુરરે, જમો જગવંદનજી ॥ સૂતરફેણી છેરે, ભક્તિ નંદનજી ॥ ૧૪ ॥ ગગાણુ ને ગાંડિયારે, ગુંદવડાં વાલા ॥ ગુલાબપાક જમજોરે, ધર્મતણા લાલા ॥ ૧૫ ॥ એલાઇચી-દાણારે, ચણા છે સાકરિયા ॥ ગુંદરપાક સુંદરરે, જમજો ડાક-રિયા ॥ ૧૬ ॥ ટોપરાપાક ટાઢોરે, સકરપારા સારા ॥ સેવો ઘી શાકરરે, તમે છો જમનારા ॥ ૧૭ ॥ કેસરિયો બિરંજરે, ગ-ળ્યો ને મોળો છે ॥ શાકરનો શીરોરે, હરિ શો ધોળો છે ॥ ૧૮ ॥ લાપશી કંસારમાંરે, ઘી બહુ રસબસ છે ॥ ખિર ખાંડ ઘી રો-ટલીરે, જમો બહુ સરસ છે ॥ ૧૯ ॥ બદામ ચારોળીરે, દ્રા-ખ તે નાંખીને ॥ દુધપાક કર્યો છેરે, જુઓ હરિ ચાખીને ॥ ૨૦ ॥ પુરી કચ્યોરીરે, પુરણપોળી છે ॥ રોટલિયો ઝીણીરે, ઘીમાં બોળી છે ॥ ૨૧ ॥ પાપડને પુડલારે, મીઠા માલપુડા ॥ માંખણ ને મિશરીરે, માવો દહિચૂડા ॥ ૨૨ ॥ ઘઉંની છે બા-ટીરે, બાજરાની પોળી ॥ ઝાઝીવાર ઘીમાંરે, હરિ મેં ઝબકો-ળી ॥ ૨૩ ॥ તલસાંકળિ સુંદરરે, બીજી ગળપાપડી ॥ ગાંઠી-આ કળીરે, ત્રીજી ફૂલવડી ॥ ૨૪ ॥ ભજિયાં ને વડાંરે, સુંદર

દેથરિયાં ॥ વઘાર્યાં ચ ગુારે, માંઇ મીઠું મરિયાં ॥ ૨૫ ॥ ગુબાં ને મઠિયાંરે, ફાફડા ફરસા છે ॥ અળવી આદાનારે, ભજિયાં સરસાં છે ॥ ૨૬ ॥ કંચન કટોરેરે, પાણી પીજોજી ॥ જેજે કાંઇ જોઇએરે, માગી લેજોજી ॥ ૨૭ ॥ રોટલી રસ શાકરરે, જમજો અલબેલા ॥ શાંયણા ને રોટલીરે, ખાંડ કેળાં છેલાં ॥ ૨૮ ॥ મોરબા કર્યા છેરે, કેરી દ્રાખતણા ॥ સુંદરવર જમજોરે, રાખ-શો માં મણા ॥ ૨૯ ॥ કટોરા પૂર્યારે, સુંદર શાકાંના ॥ કેટલાંક ગણાવુંરે, છે ઝાઝાં વાનાં ॥ ૩૦ ॥ સૂરણ તળ્યાં છેરે, સુંદર ઘી ઝાઝે ॥ અળવિ ને રતાળુરે, તળ્યાં છે તમકાજે ॥ ૩૧ ॥ મેં પ્રીત કરીનેરે, પરવળ તળિયાં છે ॥ વંત્યાક ને વાલોળરે, ભેળાં ભળિયાં છે ॥ ૩૨ ॥ કંકોડાં કોળાંરે, કેળાં કારેલાં ॥ ગલકાં ને તુરિયાંરે, રૂડાં વઘારેલાં ॥ ૩૩ ॥ ચોળા વાલોળોરે, પ્રીત કરી તળિયો ॥ ફુચિયાં ને ડોડાંરે, ગુવારની ફળિયો ॥ ૩૪ ॥ લિલવા વઘાર્યારે, થયા છે બહુ સારા ॥ ભીંડાની ફળિયોરે, તળિયો હરિ મારા ॥ ૩૫ ॥ ટાંકો તાંદળજોરે, મેથ્યાની ભાજી ॥ મૂળા મોઘરિયોરે, સુવાની તાજી ॥ ૩૬ ॥ ચણેચી ડોડીરે, ભાજી સારી છે ॥ કઢી ને વડીરે, સુંદર વઘારી છે ॥ ૩૭ ॥ નૈયાંનાં રાઇતાંરે, અતિ અનોપમ છે ॥ મીઠું ને રાઇરે, માંઇ બે સમ છે ॥ ૩૮ ॥ કેટલાંક ગણાવુંરે, પાર નો નહીં

આવે ॥ સારૂં સારૂં જમજોરે, જે તમને ભાવે ॥ ૩૯ ॥ ખા-
રૂં ને મોળુંરે, હરિવર કહેજોજી ॥ મીઠું મરિ ચટણિરે, માગી
લેજોજી ॥ ૪૦ ॥ અથાણાં જમજોરે, સુંદર સ્વાદૂ છે ॥ લિંબૂ
ને મરચાંરે, આંબળાં આદૂ છે ॥ ૪૧ ॥ રાઇતી ચીરીરે, કેરી
બોળ કરી ॥ ખારેક ને દ્રાખમાંરે, નાંખ્યાં લવિંગ મરી ॥ ૪૨
॥ કેરાં ને કમદાંરે, તળિ છે કાચળીયો ॥ બીલાં બહુ સારાં
રે, વાંસ ને ગરમરિયો ॥ ૪૩ ॥ પંખાળિના ભાતમાંરે, સુંદ-
ર સુગંધ ઘણો ॥ એલાયચિનો પિરસ્યોરે, આંબા મોહોરતણો
॥ ૪૪ ॥ મેં કડાણ કરી છેરે, દાળ હરી તુરની ॥ પાતળી પિ-
રશી છેરે, દાળ મસૂરની ॥ ૪૫ ॥ મગ ને અડદનીરે, કરી છે
ધોઇને ॥ ચોળા ને ચાણાનીરે, ઘીમાં કરમોઇને ॥ ૪૬ ॥ દા-
ળ ને ભાત જમજોરે, તમને ભાવે છે ॥ ચતુરાઇએ જમતાંરે,
પ્રિતી ઉપજાવે છે ॥ ૪૭ ॥ દહિં ને ભાત જમજોરે, શાકર નાં-
ખી છે ॥ દુધ ને ભાત સારૂં રે, શાકર રાખી છે ॥ ૪૮ ॥ દુધ
ની તર શાકરરે, ભાત જમો પેહેલાં ॥ શાકર નાંખીનેરે, દૂધ
પિયો છેલા ॥ ૪૯ ॥ જે જે કાંઇ જોઇએરે, તે કેહેજો અમને
॥ કાંઇ કસર કરોતો રે, મારા સમ તમને ॥ ૫૦ ॥ જીવન જ-
મોનેરે, ચળુ કરો નાથ ॥ ચંદન ગારેશું રે, ધોવરાવું હાથ ॥
૫૧ ॥ તજ એળચી જાયફળરે, જાવંત્રી સારી ॥ કાથો ને ચુ-

નોરે, સારી સોપારી ॥ ૫૨ ॥ નાગરવેલીનાંરે, પાન લાવી પાકાં ॥ ધોઇને મુકયાં છેરે, અનોપમ છે આખાં ॥ ૫૩ ॥ માંઇ ચૂરણ મેલીરે, બીડી વાળી છે ॥ લલિત લવિંગનીરે, ખીલિ રસાળી છે ॥ ૫૪ ॥ મુખમાં હું મેલુંરે, બીડી પ્રીત કરી ॥ આરતી ઉતારૂંરે, પ્રભુજી ભાવભરી ॥ ૫૫ ॥ ફુલ શેજ બિછાવુંરે, પોઢો પ્રાણ-પતિ ॥ પાવલિયા ચાંપુરે, હૈડે હરખ અતિ ॥ ૫૬ ॥ થાળ ગાયો પ્રીતેરે, ધર્મકુળ મુગટ-મણી ॥ આપો પ્રેમાનંદનેરે, પ્રસાદી થાળતણી ॥ ૫૭ ॥



ધન ધનરે ગઢડું ગામ ॥ ધન એ ધરતીને ॥ મારે વાહાલે કીધો વિશ્રામ ॥ ધન એ ધરતીને ॥ ટેક ॥ જેમ જગતમાં મથુરાં કાશી ॥ જાણે છે સહુ જનરે ॥ તેમ શ્રી પ્રગટ પ્રભુએ કીધું ॥ ગઢપૂર વંદ્રાવન ॥ ધન ॥ ૧ ॥ ગંગા યમુના મહી નર્મદા ॥ ગોદાવરી ને તાપીરે ॥ તેથી અધિકી પદવી પ્રભુએ ॥ ઘેલા નદીને આપી ॥ ધન ॥ ૨ ॥ જેમ શ્રી કૃષ્ણ સુત વસુદેવના ॥ વસ્યા આવી નંદ ઘેરરે ॥ તેમ શ્રી ધર્મ દેવના સુતે કરી ॥ દાદા ખાચરપર મેહર ॥ ધન ॥ ૩ ॥ કૃષ્ણ રૂપ ધરી પુતના મારી ॥ માર્યો મામો કંસરે ॥ મંછારામના નાથે કા-

ઢયો ॥ અસદગુરૂનો વંસ ॥ ધન ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

ધન ધનરે પ્રગટ અવતાર ॥ ધન કારજ કીધાં ॥ ધન સહજાનંદ માહારાજ ॥ અવીચળ પદ દીધાં ॥ ટેક ॥ રામચંદ્ર રૂપે પ્રગટીને ॥ બાંધી મોટી પાજરે ॥ પ્રબળ પ્રતાપ જણાવ્યો પોતે ॥ લીધી સિંધુની લાજ ॥ ધન કારજ ॥ ૧ ॥ તેમ શ્રી સહજાનંદ માહારાજે ॥ અક્ષર ધામ ને અવનીરે ॥ તે મધે જીવતરણી બાંધી ॥ પાજ અનોપમ ભવની ॥ ધન કારજ ॥ ૨ ॥ દશ મસ્તકનો રાવણ મારી ॥ લંકા કીધી હાથરે ॥ અનેક શીરનો માર્યો અનંગદેવ ॥ શ્રી સહજાનંદ નાથ ॥ ધન કારજ ॥ ૩ ॥ અરાડ પદ્મ વાંદરને તાર્યા ॥ પ્રૌઢ પ્રતાપ જણાવ્યોરે ॥ મંછારામના નાથે ભક્તનો ॥ અંક નથી ગણાવ્યો ॥ ધન કારજ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ધન સહજાનંદ ભગવાન ॥ ધન પ્રગટયા આજે ॥ કીધી દયા અતી જીવપર ॥ અનેક દુખડાં ભાંજે ॥ ટેક ॥ કપીલ દેવ થઇ દેવ હુતીજે ॥ હતી પોતાની માતરે ॥ કરી કલ્યાણ પધાર્યા પોતે ॥ છે જનમાં વીખ્યાત ॥ ધન ॥ ૧ ॥ આ અવસર તો અનેક જીવના ॥ કારજ પોતે કીધાંરે ॥ કામ ક્રોધ મદ લોભ ને ઇર્ષા ॥ નારાયણથી બીધાં ॥ ધન ॥ ૨ ॥ વ્હારારૂપે પૃથ્વી શોધી ॥ પ્રાક્રમ ભારે કીધુંરે ॥ આ અવતારે ધર્મ શો-

ધીને ॥ જીવને કલ્યાણ દીધું ॥ ધન ॥ ૩ ॥ સાગરને વહલોવી કૃષ્ણે ॥ રત્ન ચતુરદશ આપ્યાંરે ॥ અનેક જન્મના બંધન આજે ॥ મંછારામના કાપ્યા ॥ ધન ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

ધન સ્વામીનારાયણ દેવ ॥ પ્રતાપ જણાવ્યો છે ॥ તેં તો નિજ બળથી અધર્મને હણાવ્યો છે ॥ ટેક ॥ પરસુરામેન ક્ષત્રી પૃથ્વી ॥ કીધી એકવીશ વારરે ॥ પણ મારા સહજાનંદજીએ ॥ કીધો અધર્મને ઠાર ॥ પ્રતાપ ॥ ૧ ॥ વામન રૂપે છળ્યો બળીને ॥ પૃથ્વી માગી લીધીરે ॥ થઇ રાજી બળી દ્વારે વશીયા ॥ આપી અનોપ નીધી ॥ પ્રતાપ ॥ ૨ ॥ આ અવસર તો રાયતણો જે ॥ રાય અનંગદેવ મોટોરે ॥ છળી હણ્યો જોની નીજ સામ્રથથી ॥ માર્યો પકડી ટોટો ॥ પ્રતાપ ॥ ૩ ॥ આ અવતારે લીળા કીધી ॥ વળી સામ્રથ જણાવ્યુંરે ॥ દાશ મંછારામને મનડે ॥ સૌથી અધિકું ભાવ્યું ॥ પ્રતાપ ॥ ૪ ॥



નંદલાલોરે નંદલાલો ॥ છે જો મારા પ્રાણથકી મુને વાહાલોરે ॥ નંદ ॥ ટેક ॥ એના ચરણ કમળની રેખું ॥ જોઇ જનમ સુફળ મારો લેખુંરે ॥ નંદ ॥ ૧ ॥ નખ મંડળ અધિક તેજાળું ॥ અંતરમાં કરે છે અજવાળુંરે ॥ નંદ ॥ ૨ ॥ પગ ઘુંટી અજબ ગોળ પ્યારી ॥ એનું ધ્યાન ધરે છે ત્રિપુરારિરે ॥ નંદ ॥

૩ ॥ ગીરધરની નવલ પેંડિ ગોરિ ॥ બ્રહ્માનંદની છે જીવન દોરીરે ॥ નંદ ॥ ૪ ॥ પદ ૧ ॥

રંગ ભિનોરે રંગ ભિનો ॥ એનો નિત નિત ભાવ નવિનોરે ॥ રંગ ॥ ટેક ॥ જાનું જુગલ જોઇને સુખિ થઇયે ॥ નિત્ય કમળા ચાંપે છે ચતુરાઇયેરે ॥ રંગ ॥ ૧ ॥ દિલ હરખ વાધે છે ઉર દિઠે ॥ તે તો શોભે ગરૂડ કેરિ પીઠેરે ॥ રંગ ॥ ૨ ॥ કટિ નવલ પિતાંબર ભારી ॥ કંદોરો જટિત સુખકારિરે ॥ રંગ॰॥ ૩ ॥ નાભિ અજને થયાનું ઠેકાણું ॥ બ્રહ્માનંદનું તાંહાં મન લોભાણુંરે ॥ રંગ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

અલબેલોરે અલબેલો ॥ છોગાંવાળો તે છેલ છબીલોરે ॥ અલબેલો ॥ ટેક ॥ દુંડ ત્રીવળી અધિક રૂપાળી ॥ જોઇ મગન રહે છે મહીવાળીરે ॥ અલબેલો ॥ ૧ ॥ પેટ નર્મ પોયણ કેરૂં પાનું ॥ માંઇ રહે છે બ્રહ્માંડ જુથ છાંનુંરે ॥ અલબેલો ॥ ૨ ॥ છબિદાર ઉપડતી પોહોળી છાતી ॥ રેહે લક્ષ્મી અખંડ રંગ રાતિરે ॥ અલબેલો ॥ ૩ ॥ કંઠ શંખ સરિખો કાજુ શોભે ॥ બ્રહ્માનંદનું તે મનડું લોભેરે ॥ અલબેલો ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

ગીરધારિરે ગીરધારિ ॥ એની મૂર્તિ લાગે છે મને પ્યારીરે ॥ ગીરધારિ ॥ ટેક ॥ ભુજ દંડ પ્રચંડ શોભે ભારિ ॥ કંઠ નાખિ ડોલે છે વ્રજ નારીરે ॥ ગીરધારિ ॥ ૧ ॥ રૂડાં કુંડળ જ

ડાઉ કાંને રાજે ॥ મુખ જોઇ કમળ શશિ લાજેરે ॥ ગીરધારિ ॥ ૨ ॥ તીલ તાજુ છે ગોળ કપોળે ॥ સુખ અનંત રહ્યાં છે એને ઓળેરે ॥ ગીરધારિ ॥ ૩ ॥ નાસા નેણુ તિલક છબિ જોઇને ॥ બ્રહ્માનંદકે રાખું હું ચિત પ્રોઇનેરે ॥ ગીરધારી ૪ ॥ પદ ॥ ૪ ॥



હૈડાનો હાર હરિરે મારે રંગ ભિનો ॥ હૈડાનો હાર હરિ ॥ ટેક ॥ મંદિરમાં પધરાવિ મોહનને ॥ ભેટું હું અંક ભરિરે ॥ મારે ॥ ૧ ॥ જગના જિવનને હું નહિ દેવુ જાવા ॥ રાખીશ જતન કરિરે ॥ મારે ॥ ૨ ॥ રશિક નવલ વર રાજેશ્વરને ॥ નિરખિને નેણાં ઠરિરે ॥ મારે ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથને સજનિ ॥ મન, ક્રમ, વચને વરિરે ॥ મારે ॥ ૪ ॥ પદ ॥૧॥

વર નંદલાલ વરૂરે સખિ અલબેલો ॥ વર નંદલાલ વરૂરે ॥ ટેક ॥ મૂરખ લોક દાઝિ છોને મરતાં ॥ કોયેની શંકા ન ધરૂંરે ॥ સખી ॥ ૧ ॥ કાંન કુંવર સાથે પ્રિત કરિને ॥ જગથી તે શિદ ડરૂંરે ॥ સખી ॥ ૨ ॥ પરણું તો વર પુરૂષોત્તમ પરણું ॥ નહિ તો કુંવારિ મરૂંરે ॥ સખી ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથને માથે ॥ તન કુરબાન કરૂંરે ॥ સખી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ઘોલિ હું ગિરધરિયારે ॥ માથે તારે મોહન ॥ ઘોલી હું

ગીરધરીયા ॥ ટેક ॥ પ્રાણજીવન મારે મોહોલે પધાર્યા ॥ સુંદર રંગ ભરિયારે ॥ માથે ॥ ૧ ॥ પેલી પ્રિત કરીને મારા ॥ પ્રાણ તમે હરિયારે ॥ માથે ॥ ૨ ॥ મસ્તકને સાટે મેં તમને ॥ વાલમજી વરિયારે ॥ માથે ॥ ૩ ॥ બ્રહ્માનંદકે એક ઘડિ દુર ॥ રહોમાં ડોલરિયારે ॥ માથે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

લાગેલ રંગ ઝડીરે મારે રશિયાજીસું ॥ લાગેલ રંગ ઝડી ॥ ટેક ॥ મોહનલાલ રંગિલાની મૂર્ત્તિ ॥ જીવડલામાં જડિરે ॥ મારે ॥ ૧ ॥ પ્રાણજીવન પાતલિયાની આગે ॥ હાથ જોડિને ખડિરે ॥ મારે ॥ ૨ ॥ પ્રિત થકિ ક્ષણું દુર ન મેલું ॥ પ્રેમને પાસ પડિરે ॥ મારે ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથને ભેટિ ॥ ધન ધન આજ ઘડિરે ॥ મારે ॥ પદ ॥ ૪ ॥



પ્રીતમ પધારોરે ઘેર મારે ગીરધારી ॥ ટેક ॥ પ્રાણ થકી પ્યારા કરી રાખું ॥ નીમખ રહું નહીં ન્યારી ॥ પ્રીતમ ॥ ૧ ॥ તમ કારણ શામળીઆરે વાલા ॥ ફુલડે શેજ શમારી ॥ પ્રીતમ ॥ ૨ ॥ મન, કર્મ, વચને હું તમને વરી છું ॥ સગાં કુટંબ વીશારી ॥ પ્રીતમ ॥ ૩ ॥ મળવાની તમને મન મોહન ॥ અંતર આશા સારી ॥ પ્રીતમ ॥ ૪ ॥ બ્રહ્માનંદના વાલા તમ ઉપર ॥ સરવસ નાખું વારી ॥ પ્રીતમ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

મારે ઘેર આવોરે ॥ મોહન મુગટ ધરીને ॥ ટેક ॥ જે જોઇએ તે આંણીને આપું ॥ રાખું જતન કરીને ॥ મારે ઘેર ॥ ૧ ॥ નંદના કુંવર તમને નીરખીને ॥ રહે છે નાણાં ઠરીને ॥ મારે ઘેર ॥ ૨ ॥ મંદીરમાં રાખું મનમોહન ॥ જાવા દઉં ન ફરીને ॥ મારે ઘેર ॥ ૩ ॥ અવર પુરૂષની આશ તજીને ॥ રહી છું તમને વરીને ॥ મારે ઘેર ॥ ૪ ॥ બ્રહ્માનંદના વાલા વધાઉં ॥ મોતીડે થાળ ભરીને ॥ મારે ઘેર ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥



# દાણ લીળાનાં પદ.

ગોરસ લઇને ગોપિકા ચાલિ વેચવા કાજે ॥ ઓડો બાંધ્યો આવિને વિચમે વ્રજરાજે ॥ ૧ ॥ મટુકી લીધી માથડે ચાલી મહીવાળી ॥ ઓચીંતા ના આવીઆ વનમેં વનમાળી ॥ ૨ ॥ મારગ રોકયો માવજી આડા ઉભા છો આવી ॥ આવ ઓરી મૈયારડી એમ કહીને બોલાવી ॥ ૩ ॥ મેકું તારૂ અમે લુટસું ઉભી રહે મૈયારી ॥ સાચું જાણે તું સુંદરી લેસું રીત અમારી ॥ ૪ ॥ જાવા દ્યોને જાદવા વાટે રોકો મા વેતાં ॥ અમે મલાજો રાખીચે તમ સામું કેહેતાં ॥ ૫ ॥ સમજ્યા વિના નવ ઝાલીચે પરનારીનો છેડો ॥ બ્રહ્માનંદકે રહાને વેગળા મેલીને કેડો ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

કેડો અમે કેમ મેલીયે રીત લાગે તે લેશું ॥ દાંણ લીધા વીના સુંદરી જાવા નવ દેશું ॥ ૧ ॥ જોબન ધનના જોરથી થઇ છો મસ્તાની ॥ દાહાડી ચોરી મારૂં દાણડું જાતીતી છાંની ॥ આજ મળી છો એકલી મૈડું લેઇ મેલું ॥ દાંણ અમારૂં ચોરતાં શું જાણ્યુંતું પેલું ॥ ૩ ॥ કોરે રેહેજો કાંનજી જોવા જેવું થાશે ॥ રહીયે રાજાના રાજમાં લુટી નહીં લેવાશે ॥ ૪ ॥ મુખડું સંભાળીને બોલીયે મ કરો જોરાજોરી ॥ દીઠા વીના નવ નાંખીયે કોઇ ઉપર ચોરી ॥ ૫ ॥ દુરીજન લોકડાં દખસે થાસે નામચુંડાલું ॥ બ્રહ્માનંદકે વાલમજી મહી ટાંઠ ન આલુ ॥ ૬ ॥

પદ ॥ ૨ ॥

ટાંક લેવું નથી માહેરે મટુકી લેવી બાધી ॥ ઉભી રહે અલબેલડી આજ બોલતાં લાધી ॥ ૧ ॥ તું તો કેને નથી તું નથી મચરાલી મનમેં ॥ ઉપર પ્રગટ દેખાય છે હલકાઇ તારા તનમેં ॥ ૨ ॥ બીક દેખાડે છે કંસની તું ભરાંણી છો બળમાં ॥ કુડા બોલી કામની બોલે છે વળમાં ॥ ૩ ॥ રેહો રેહો હું તમને ઓલખું હમણા થયા દાંણી ॥ એવું બોલો છો આકરૂં કાંના શું જાણી ॥ ૪ ॥ અમને તે હલકા દીઠડાં તમે લક્ષણા ભારી ॥ રસિયાજી નવ રોકીયે વનમે પર નારી ॥ ૫ ॥ કુડા બોલી હું કાંમની તમે સાચનું ગાડું ॥ બ્રહ્માનંદકે વઢવા જેવું સીદ બો-

લા છો આડું ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

આડું કાંઇ નથી બોલનો દેને દાંણ તું મારૂં ॥ નહીં તો વીરવાસે વાટમે આ મૈડું તારૂં ॥ ૧ ॥ ગરભ ભરી તું ગુજરી જોબનની માતી ॥ દાહાડી દાહાડી સૌ દેખતાં દાંણ ચોરીને જાતી ॥ ૨ ॥ કેહેજે તું જઇને કંસને દાંણ લાગે તે દેને ॥ મો વઢ આવે માનની વેલો દળ લઇને ॥ ૩ ॥ કરીયે નહીં ઝાઝી કાંનજી પરનારીની હાંસી ॥ બળ તો તમારૂં જાણીયે આવ્યા છો નાસી ॥ ૪ ॥ દાહાડી અમે આંહીં ચાલીયે દાંણ કેદી ન દીધું ॥ ખોસો મા ઠાલા આબરૂ કહીયે છઇયે સીધું ॥ ૫ ॥ લાડકવાયા લાલજી એલફેલ મ બોલો ॥ બ્રહ્માનંદકે જોરાવરી સીદ બાઝતા ડોલો ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥

મુજને અચંબો થાય છે તું દીઠામાં છોટી ॥ સાચું બોલે કોણે સીખવી એવી વાતું મોટી ॥ ૧ ॥ મૈની મટુકી ઉતારીને આંહી આવને ઓરી ॥ નાનીજ વયમે નાર તું સીખી દાંણની ચોરી ॥ ૨ ॥ આવ્યાં રૂડાં આજથી તુમેં લક્ષાણ ભારી ॥ માન ઉતારીસ માનની ધીરી રહે ધુતારી ॥ ૩ ॥ નારી રૂપાળી જોઇને ઘેલા થાઓમાં હુઘાલી ॥ મુધી છે જો માવજી મૈડાંની ગોળી ॥ ૪ ॥ ધુતી કહીને મુજને તમે મેણલું દીધુ ॥ કોને તમારૂં કાંનજી અમે ધુતી શું લીધું ॥ ૫ ॥ લાજ ખોસો તમે લાલ

છે માણસમે મારી ॥ બ્રહ્માનંદકે અમે જાણતાં તમને બ્રહ્મ-ચારી ॥ ૬ ॥ પદ ॥ ૫ ॥

મન મસ્તાની માનની ડાહાપણમે ડોલે ॥ મુજને તે મોહ પમાડવા મીઠું મીઠું બોલે ॥ ૧ ॥ ડાહાપણનું શું કામ છે દેને દાન અમારૂં ॥ નહીં તો આ ઘડીએ ફુટસે મેં માટલું તારૂં ॥ ૨ ॥ એકલી વનમાં આથડે છો કેની છોડી ॥ રૂપ ઘણું તારા અંગમાં લજ્યા તો થોડી ॥ ૩ ॥ કુંણ છો છોરા કુડીયા એવું બોલે છે આવી ॥ એવી તે વાતુ તુજને કેણે શીખાવી ॥ ૪ ॥ રહું છું રાજાના રાજમાં મુજને કુણ લુટે ॥ સમજીને રેહેજો વેગળા મટુકી નહીં ફુટે ॥ ૫ ॥ તું તો દાંણી આ વાટનો અમે સાંભળ્યો નોતો ॥ બ્રહ્માનંદકે ઘર નંદનો જાસે ઓસરી સોતો ॥ ૬ ॥ પદ ॥ ૬ ॥

બહુ અલી થામા બોલકી હું તુજને કહું છું ॥ માનની તારાં મેણલાં કેઇવારનો સહું છું ॥ ૧ ॥ ડોડ ઘણો દરબારનો મનમે મૈયારી ॥ ઠગવીધા તુજમે ઘણી તારી આંખ ઠગારી ॥ ૨ ॥ બાર વરસની બાળકી ચોરીમાં સૂરી ॥ કાચુ નથી કોઈ વાતનું લખાણની પુરી ॥ ૩ ॥ નાના સરખા નંદના છેટે રેહેજે તું છોરા ॥ છેલ થયો તુતે જાણીચે ઘાલી ફુલના તોરા ॥ ૪ ॥ કુડા બોલા તું મુજથી વેગળો રેહેજે ॥ તુજ સરીખી હો-

ય નીલજી તેને જઇ કેહેજે ॥ ૫ ॥ ઉભો રહે અલબેલડા કરશું તુને રાજી ॥ બ્રહ્માનંદકે મૈ નહીં જડે જડશે ગાળ્યું ઝાઝી ॥ ૬ ॥ પદ ॥ ૭ ॥

છેલ છબીલે સાંભળી વીનતાની વાણી ॥ રીશ ચડી વ્રજરાજને મસ્તાની જાણી ॥ ૧ ॥ જોર કરીને જાદવે મહી મટુકી ઉતારી ॥ મોહનજી મહી લુટીયું જોઇ રહી મહીવાળી ॥ ૨ ॥ કોડીલે વર કાંનજી મન ગમતું કીધું ॥ મહી મટુકી માંહીથી પોતે પુરાણ પીધું ॥ ૩ ॥ પાયું પછે સર્વે સાથને મનુ વાર કરીને ॥ ઘેલે થઇ ગોવાળીયે પીધું પેટ ભરીને ॥ ૪ ॥ બીજું તે ઢોળી નાંખીયું મહી મટુકી ફાડી ॥ ફાડી તે નવરંગ ચુનડી વળી બાંઇ મરોડી ॥ ૫ ॥ મનમે રીસાણી માનની કાંઇ દાવ ન લાગે ॥ બ્રહ્માનંદકે જોરાવરે ગઇ જસોદાને આગે ॥ ૬ ॥ પદ ॥ ૮ ॥

સાંભળ જસોદા ચિત દઇ તારા પુત્રની વાતું ॥ મહીયારીને લુટવા બાંધી બેઠા છે ભાતું ॥ ૧ ॥ આજ સવારી એકલી માથે હેલ્ય ઉપાડી ॥ મથુરાંમે મહી વેચવા જાતીતી હું માડી ॥ ૨ ॥ વ્રંદાવનની વાટમે જાતાં મુને ભાળી ॥ આવીને મારગ રોકીયા મુખ બોલી આળી ॥ ૩ ॥ દાંણ અમારૂં ચોરીયું ઉભી રહે મહીયારી ॥ એમ કહીને જોરાવરી મહી મટુકી ઉતારી

॥ ૪ ॥ સરવે લજ્યા લોકની તારે દીકરે ત્યાગી ॥ પાલવ મારો ફાડીયો મહી માટલી ભાંગી ॥ ૫ ॥ નખ લગાયો છાતીએ ઝાઝું શું કહીયે ॥ બ્રહ્માનંદકે એના દુઃખથી કોને કયાં જઇ રહીયે ॥ ૬ ॥ પદ ॥ ૯ ॥

વેતાં રોકે છે વાટમે આવી જેમ તેમ બોલે ॥ વનમે પગેરા બોલતો નીત્ય કેડે ડોલે ॥ ૧ ॥ લજ્યા ખોઇ મારી લોકમે કીધી મુને ચાવી ॥ છોટો સરખો છોકરો આળ્યું નાંખે છે આવી ॥ ૨ ॥ કાયર અમને કીધલાં જસોદા તારે છૈયે ॥ કેમ કરી ગોકુળ ગામમાં ઘર માંડીને રહીયે ॥ ૩ ॥ વનમે દીઠી મુને એકલી આડો આવીયો દોડી ॥ ફાડી નવરંગ ચુંનડી કસ કંચુની તોડી ॥ ૪ ॥ મુજ પાસે જોરાવરી દાંણ દહીનું માગ્યું ॥ નાના કરતાં નીર્લજે મહી માટલું ભાંગ્યું ॥ ૫ ॥ લાડુકવાયો લાલને એવો કેમ કીધો ॥ બ્રહ્માનંદકે એને આજથી તમે રાખજો સીધો ॥ ૬ ॥ પદ ॥ ૧૦ ॥

સાંજે આવ્યા ઘેર શામળો મુખ મોરલી વાતા ॥ ખોળે બેસારીને ખાંત્યથી એમ પુછે માતા ॥ ૧ ॥ કાંના તુંને શી પડી એવી ટેવ અટારી ॥ વનમે મારગ ચાલતાં લુટે પર નારી ॥ ૨ ॥ આજથી રૂડું આદર્યું આ કામ તે આવું ॥ દાહાડી લાવો છો દીકરા લોકુની રાવું ॥ ૩ ॥ ગાયું ચારીને જીવીએ

આપાણ નહીં રાજી ॥ લાડકડા નવ લાવીએ ઘરે ઓલંભા ઝા-ઝા ॥ ૪ ॥ આજથી તારી આબરૂ થાશે લોકમે થોડી ॥ કેને તુંને કુંણ આપશે પરણવા છોડી ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલમાં રૂડાં કામ છે તારાં ॥ મહીયારીનાં માટલાં ફોડે સાંજ સવારાં ॥ ૬ ॥ પદ ॥ ૧૧ ॥

મુખથી બોલ્યા માવજી અની સુંદર વાણી ॥ ગાળ્યું બોલે છે ગોલની નાનો મુને જાણી ॥ ૧ ॥ કુડું કાંઇ નથી બોલતો માનો સાચું માડી ॥ વનમે આવી વીનતા મુને ખેંજવે દાહાડી ॥ ૨ ॥ મરમ કરી કર માંયથી લે મોરલી ઝુટી ॥ મીઠુ બોલે મુખથી ભરે આવીને ચુંટી ॥ ૩ ॥ મત્સરભરી મહીયારડી મસ્તાની ડોલે ॥ વનમે દેખી એકલો મુને ગાળ્યું બોલે ॥ ૪ ॥ સરવે મળીને સુંદરી કરે ઠેકડી મારી ॥ ગુજરી ગોકુળ ગામની છે નીરલજ નારી ॥ ૫ ॥ બ્રહ્માનંદકે લીધાં વારણાં જસોદાએ ઉઠી ॥ સાચા ઠર્યા શાંમળો થઇ ગ્વાલણી જુઠી ॥ ૬ ॥ પદ ૧૨ ॥

---

બલીહારીરે કૃષ્ણદિનેશ પ્રગટયા પુરવમાં ॥ જેને ગાવેરે સારદ શેશ ॥ પ્રગટયા ॥ ટેક ॥ અક્ષરપર શ્રી વાસુદેવ થયા ભક્તી ધર્મના બાળરે ॥ શ્રી પુરૂષોત્તમ પુરણ પોતે કેશવ પુરણ કામ ॥ પ્ર-

ગટયા ॥ ૧ ॥ હરી પ્રસાદ તે તાત ધર્મનું ભકતી પ્રેમવતી નામરે ॥ ગોત્ર શ્રાવાણી કૌથમી સાખા સારવરીયા વેદ શ્યામ ॥ પ્રગટયા ॥ ૨ ॥ અવધપુરી નગરીની પાસે છપૈયા એક ગામરે ॥ ચૈત્ર સુકલ નવમીએ પ્રગટયા પાંડે શ્રી ઘનશામ ॥ પ્રગટયા ॥ ૩ ॥ મોટા બંધુ રામપ્રતાપ ને છોટા ઇછારામરે ॥ વચેટ પ્રેમાનંદના સ્વામી કેસવ પુરન કામ ॥ પ્રગટયા ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

નીત લાડ લડાવે માત ભકતી પ્રેમ કરી ॥ જેના પુત્ર પ્રગટ વીખ્યાત ॥ભકતી ॥ ટેક ॥૧॥ નીત નીત લાડ લડાવે મુખડુ ચુંબી કંઠ લગાવેરે ॥ ખમા ખમા મારા લાડેકડા ઘનશ્યામ કહી બોલાવેરે ॥ ભકતી ॥ ૨ ॥ પ્રાણથકી પલ એક ન મેલું ન્યારા સારંગપાણીરે ॥ કોયલ હંસ ચકોર મોર રમકડાં આલે આણીરે ॥ ભકતી ॥ ૩ ॥ રડતા રાખે છાના તારે કરે ઘુઘરૂ નાદરે ॥ ગદગદ કંઠે સજલ લોચન મુખ નીરખે હરી પ્રસાદ ॥ ભકતી ॥ ૪ ॥ માખાણ મીસરી લેઇ ચટાડે વેહેલા મોટા થાયરે ॥ બડભાગિ પ્રેમાનંદ નિત નિત પ્રગટ લીલા ગાય ॥ ભકતી ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

નિત લાડ લડાવે માત હૈયડે હરખ ઘણું ॥ હીંચકાવે ગાતા વાત ॥ હૈયડે ॥ ટેક ॥ હિરા માણેક ને ક્રત પવાલા જડયા પારણે ભારીરે ॥ રેસમ દોરી લઇ ઇંચકાવે હરીપ્રસાદની

નારી ॥ હૈડે ॥ ૧ ॥ રતન જડીત કંચન મંદીરની શોભા અતી સે સારીરે ॥ અષ્ટ સીદ્ધી નવ નીદ્ધી જેના નીત ઝારે દરબાર ॥ હૈડે ॥ ૨ ॥ કનક ભુવનની ઓશરીયે લઇ ઉભી આનંદ કંદરે ॥ પશ્ચંમ દેશમાં જાણે સોભે તીથી વીજળી ચંદ ॥ હૈડે ॥ ૩ ॥ ભક્તી તાત કુંવેરનું મુખડું જોતાં ત્રપત ન થાયરે ॥ પ્રેમાનંદના સ્વામી જેના પુત્ર પરીબ્રહ્મ રાય ॥ હૈડે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

વાલા બોલે કાલા કાલા કુંવેર ધર્મતાણા ॥ અતી લાગે સઉને વાહાલા ॥ કુંવર ॥ ટેક ॥ રતન જડીત કરકડાં વીરાજે ને હેમ હાંસડી સોભેરે ॥ કટી મેખળા નેપુર પગમાં ચાલતા ચીત મોચે ॥ કુંવર ॥ ૧ ॥ મુક્તાહાર કાનમાં મોતી બાંહે બાજુબંધરે ॥ લટકા કરતા રાય આંગણીયે ખેલે આનંદ કંદ ॥ કુંવર ॥ ૨ ॥ અધર પ્રવાળા નાશીકા પોપટ ભ્રકુટી ધનુષ બીરાજેરે ॥ ભાળ વીશાળ ચપળ ખંજન દ્રગ નીરખી રતીપતી લાજે ॥ કુંવર ॥ ૩ ॥ કટી પાતળી છાતી ઉંચી લાંબી ભુજા ઉદારરે ॥ કંબુ કંઠ હસી મુખ સુંદર પ્રેમાનંદ બલીહાર ॥ કુંવર ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

આજ મેં તો દીઠા વાલાને વાટે વેતાં ॥ નેણાં રોક્યાં નથી

રેહેતાંરે બેની ।। આજ ।। ટેક ।। પાઘડી બાંધી છે ત્રૈલોકથી ન્યારી ।। ધીરજ રહેતી નથી મારીરે બેની ।। આજ ।। ૧ ।। ચોલ રં-ગીલો રૂડો મોલીડાનો છેડો ।। ભુલી ભાલીને જલબેડોરે બેની ।। આજ ।। ૨ ।। ટુંગાં ભર્યાં છે એને ફુલડાંને તોરે ।। મનને તાણે છે જોરે જોરેરે બેની ।। આજ ।। ૩ ।। પ્રહ્માનંદનો વાલો કું-જનો વીલાસી ।। હૈડે વસી છે એની હાંસીરે બેની ।। આજ ।। ૪ ।। પદ ૧ ।।

આજ વાલો ઉભા છે જમુનાને આરે ।। મુર્ત્તિ વસી છે મનમાંરે રેહેલી ।। આજ ।। ટેક ।। કેશરની આડ રૂડી નલવટ કી-ધી ।। આંખ્યું વેચાતી કરી લીધી રેહેલી ।। આજ ।। ૧ ।। વાં-કડી ભ્રગુટી મુને લાગે આતી વાલી ।। સર્વે મેલીને જાયે ચાલીરે હેલી ।। આજ ।। ૨ ।। લોચન રંગીલા તીખાં બાણ જે-મ લાગાં ।। ઉંડા ગરી ગયાં આઘાં રેહેલી ।। આજ ।। ૩ ।। પ્ર-હ્માનંદનો વાલો કુંજનો વીહારી ।। છબીપર જાઉં બલહારી રે-હેલી ।। આજ ।। ૪ ।। પદ ।। ૨ ।।

આજ મુને સામો મળ્યો છે અલબેલો ।। છોગાવાળો રં-ગ છેલોરે આલી ।। આજ ।। ટેક ।। મુઘા મુલીરે પેરી મોતીડાની માળા ।। ભાળ કપોળ કેસરાળારે ।। આજ ।। ૧ ।। ગજરાં પેહે-ર્યાં છે ઘેરા રંગના ગુલાબી ।। શોભા ત્રીલોક કેરી દાબીરે આલી

॥ આજ ॥ ૨ ॥ બાજુ કાજુરે લીધા ફુલડાંનાં બાંધી ॥ ભમર ભમે છે તાર સાંધીરે આલી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો રંગડાનો ભરીયો ॥ લઇને હઇયામાં ધરીયોરે આલી ॥ આજ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

આજ મારે નંદનો નંદન ઘેર આવ્યા ॥ મુઘે મુઘે મોતીડે વધાવ્યારે સૈયો ॥ આજે ॥ ટેક ॥ હસીને બોલાવી મુને હેત માંઇ હેરી ॥ રેટો બાંધેલ સોનેરીરે સૈયો ॥ આજ ॥ ૧ ॥ સોનેરી કોરેનું નાખેલ ખભે સેલું ॥ રશીયે કીધેલ રંગરેલુંરે સૈયો ॥ આજ ॥ ૨ ॥ ફુલડાંનાં મેલ્યાં માથે છોગલાંરે ફરતાં ॥ મુને નથી વીસરતાંરે સૈયો ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલાથી પ્રીતડી બંધાણી ॥ મેણું લીધું મેં માથે તાણીરે સૈયો ॥ આજ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

# પરચુરણ પદો.

રાગ શોલા—મારે મોલે આવો હસીને બોલાવોરે રંગભીના છેલા નંદજીના છોજીરાય ॥ ૧ ॥ પાઘડલી પેચાળી બાંધી છે રૂપાળીરે લટકાળા મોતીડાં વાળા છોજી ॥ ૨ ॥ કાંના ગીરધારી મૂર્ત્તિ તારીરે મન માની છેલ ગુમાની છોજી ॥

૩ ॥ બ્રહ્માનંદના પ્યારા શોભો છો સારારે કેસરીયા રંગના ભરીયા છોજી ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

નંદજીના લાલા લાગો છો વાલારે નવરંગી લેર તોરંગી છોજી ॥ ૧ ॥ નેણુંનો નજારો મુને અતી પ્યારોરે અલબેલા છેલ છબીલા છોજી ॥ ૨ ॥ કુંજના વીહારી મૂર્ત્તિ તારીરે હરી મોરી જીવન દોરી છોજી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કેછે મન મારૂં રેછેરે વેણાંમે મારા નેણાંમે છોજી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આંખું આણીયાળી માવા મરમાળીરે કાંઇ કીધું મન મારૂં લીધું છોજી ॥ ૧ ॥ મંદીર પધારો જનમ સુધારોરે છોગા એલી બલવંત બેલી છોજી ॥ ૨ ॥ સુંદર સોહાગી લગની લાગીરે તમ સંગે ભીને રંગે છોજી ॥ ૩ ॥ બ્રહ્માનંદ ગાવે મૂર્ત્તિ સોહાવેરે રહો તાજા વ્રજના રાજા છોજી ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

શોભે માથે તોરા આવોને ઓરારે ધીરે ગાતા રંગના રાતા છોજી ॥ ૧ ॥ કોટે પરવાળાં લાગે છે રૂપાળાંરે નેણુ ઘેરી લાલજી લેરી છોજી ॥ ૨ ॥ સામ સલુણા નેણુંમે ટુણારે વ્રજ દાંણી હું લોભાણી છોજી ॥ ૩ ॥ બ્રહ્માનંદ વારૂં તન મન મારૂંરે તમ માથે સદા મારે સાથે છોજી ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

રાગ ધોળ—હૈયાના ફુટા હરી સંગ હેત ન કીધું ॥ લખ

ચોરાશી ફેરૂ લગડું માથે માગી લીધુંરે ॥ હૈયાના ॥ ટેક ॥ પેટ-
ને અરથે પાપ કરંતાં પાછું ફરી નવ જોયું ॥ ચાર દીવસના જી
વતર સારૂં મન માયામાં મોહ્યુંરે ॥ હૈયાના ॥ ૧ ॥ જન્મ મર-
ણ દુખ ગર્ભવાસનાં તે નવ શકીયો ટાળી ॥ માત પીતા સુત
જુવતી સંગ વીસાર્યા વનમાળીરે ॥ હૈયાના ॥ ૨ ॥ આળસ
ને અજ્ઞાન આ બીશે કામ બગાડયું તારૂં ॥ દેવાનંદ કહે દેખ
વીચારી માન કહયું તું મારૂંરે ॥ હૈયાના ॥ ૩ ॥ પદ ॥૧ ॥

દુનીયામાં ડાહયો ડાહાપાણમાં દુખ પામે ॥ ભવતારણ
ભગવાન વીસારી ચડીયો ઠાલે ભામેરે ॥ દુનીયામાં ॥ ટેક ॥ મ-
નુષ્ય દેહ મળ્યો અતી મોટો ખોટો જાણી ખોયો ॥ ચોરે ચો
ટે જુઠું બોલ્યો નાહક નીર વળોયોરે ॥ દુનીયામાં ॥ ૧ ॥ હ
રી હરીજન સંગ હેત ન કીધું પીધું વીષનું પાણી ॥ સુખ સં
સારી પામ્યા સારૂ મુવા લગી ઘર તાણીરે ॥ દુનીયામાં ॥ ૨ ॥
હરખ શોકની નદીયો મોટી તેમાં જાય તણાણો ॥ દેવાનંદ
કહે હરી ભજ્યો નહીં ઘણે દુખે ઘેરાણોરે ॥ દુનીયામાં ॥ ૩
॥ પદ ॥ ૨ ॥

અજ્ઞાની તારા અંતરમાં દેખ વીચારી ॥ અંત સમે કોઇ
કામ ન આવે સગાં કુટુંબ નર નારીરે ॥ અજ્ઞાની ॥ ટેક ॥
જોબન ધનનું જોર જણાવે ફાટી આંખે ફરતો ॥ કાળ કરાળ

કડાણુ શીર વેરી દીલમાં કેમ નથી ડરતોરે ॥ અજ્ઞાની ॥ ૧ ॥ માલ ખજાના મંદીર મેલી મુવા ભૂપ મદમાતા ॥ શ્વાન શૂકરના દેહ ધરીને ઘર ઘર ગોથાં ખાતારે ॥ અજ્ઞાની ॥ ૨ ॥ આજ અમૂલખ અવસર આવ્યો હરી ભજ્યાનું ટાણું ॥ દેવાનંદ કહે દેહ મનુષ્યનો ન મળે ખરચે નાણુંરે ॥ અજ્ઞાની ॥ ૩ ॥ પદ ॥ ૩ ॥

પામર તેં પ્રાણી વીસાર્યો વનમાળી ॥ મીથ્યા સુખ મૈયામાં મોહ્યો મૃગ તૃષ્ણા જળ ભાળીરે ॥ પામર ॥ ટેક ॥ આઠે પહોર અંતરમાં બળીયો ઘણે ઘાણાને ધાયો ॥ રળી ખપી ધન ભેળો કીધો ન ખરચ્યો ન ખાયોરે ॥ પામર ॥ ૧ ॥ નારી આગળ નીર્લજ થઇને બીહાંતો બીહીનો બોલે ॥ હડકો લાવે હશી બોલાવે કરે તરણને તોલેરે ॥ પામર ॥ ૨ ॥ સાસુ સસરો સગાં સંબંધી તેની સેવા કીધી ॥ દેવાનંદ કહે સાધુ જનની સેવા તજી તેં દીધીરે ॥ પામર ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

---

રાગ લાવણી—પધારે વટપતન સ્વામી ॥ સહજાનંદ મહારાજ પુરાણ પુરૂષોત્તમ બહુ નામી ॥ પધારે ॥ ટેક ॥ ચલે વરતાલસે અવીનાસી ॥ આય કીયા મુકામ ગામ સાકર દે સુખરાસી ॥ પધારે ॥ ૧ ॥ સંગ લે સેના અતી ભારી ॥ ચતુ

રંગની બળવાન લગતહે દેખત અતી પ્યારી ॥ પધારે ॥ ૨ ॥ પદાતી ઘોડે રથ હાતી ॥ સુરવીર મહા સુંભટ ઉર્જ થઇ દેખી કંપે છાતી ॥ પધારે ॥ ૩ ॥ આચે ગામ છાની ગીરધારી ॥ પ્રેમાનંદકે સનમુખ આઇ નૃપકી અસવારી ॥ પધારે ॥ ૪ ॥

પદ ॥ ૧ ॥

દેખી હરી મગન ભયે સબહી ॥ ઉતરી ગજ રથ ઘોડે પરસે પરે ચરણ તબહી ॥ દેખી ॥ ટેક ॥ બડા એક ગજ આગે આના ॥ બેઠો પ્રભુ ઇસ ગજ પર યું કહે નારોપંત નાંના ॥ દેખી ॥ ૧ ॥ ચઢે તેહી ગજપર બહુ નામી ॥ ઉસરે ગજપર બેઠ શુક મુની મુક્તાનંદ સ્વામી ॥ દેખી ॥ ૨ ॥ તીસરે ગજ પર દોઉ ભાઇ ॥ પાંડે શ્રી રઘુવીર અવધ્યપ્રસાદજી સુખદાઇ ॥ દેખી ॥ ૩ ॥ ઓર મુની અગણીત સંગ આવે ॥ પ્રેમાનંદ કે રથપર કેતે કેતે પગ ધાવે ॥ દેખી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ચલે ગજ બેઠી મહારાજા ॥ બોલત જયજય ચોપદાર બાજત હે બહું બાજા ॥ ચલે ॥ ટેક ॥ ચમર શીર નાના સાહેબ ઢોરે ॥ મંદમંદ ગજ ચલત સંતકી ભીર ચહુંકોરે ॥ ચલે ॥ ૧ ॥ છબી અતી અદભુત બીરાજે ॥ કંચનકે બીચ કળસ અંબારી કંચનકી છાજે ॥ ચલે ॥ ૨ ॥ ચલતહે ઘોડે ગજ આગે ॥ પીછે પાલખી પયદળ રથ છબી બોહુત નીકી લાગે ॥ ચલે

॥ ૩ ॥ રૂપ ઘનશ્યામકો અતી સોહે ॥ પ્રેમાનંદ કહે નીરખી કોટીક મન મથ મંદ મોહે ॥ ચલે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

બજત હે બાજે બહુ આગે ॥ પનવ કુંદંભી ગૌમુખ ઘોસા બહુંત નીકે લાગે ॥ બજત ॥ ટેક ॥ સેનાઇ પડઘમ ડફ ભેરી ॥ સુની તાસેકી સોર દોરી જન આયે સબ સેરી ॥ બજત ॥ ૧ ॥ ઉડતહે નીશાંન પચરંગી ॥ દોરત ઘોડે ઘુંમત નેજા બાજત રનસીંગી ॥ બજત ॥ ૨ ॥ બજાવે ઝાંઝ મૃદંગ ગાવે ॥ પ્રેમાનંદ છબી નીરખી આનંદ અંગ નહીં સમાવે ॥ બજત ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

કીયો જબ પ્રવેસ પુરમાંઇ ॥ ખબર સુની પુરવાસી ભાવીક ધાયે હરખાઇ ॥ કીયો ॥ ટેક ॥ ઠાડે સબ સનમુખ કર જોરી ॥ થકીત ભયેલખી રૂપ ભુપ હરી ધર્મ કુંવર કોરી ॥ કીયો ॥ ૧ ॥ ભલે તુમ આએ બહુ નામી ॥ બહુત દીનનકે પ્યાસે લોચન સુફળ કીએ સ્વામી ॥ કીયો ॥ ૨ ॥ કહત યું પુર જન મન હરખી ॥ પ્રેમાનંદકે નાથ પધારે જાણી અંતરકી ॥ કીયો ॥ ૩ ॥ પદ ॥ ૫ ॥

ચલી જબ આગે અસવારી ॥ હરી મુખ નીરખન રાજ મારગમે ભીર ભઇ ભારી ॥ ચલી ॥ ૧ ॥ આટારી ચઢી સબ પુર નારી ॥ નીરખે શ્રી મહારાજ બને છબી લેતી બલહારી ॥

ચલી ॥ ૨ ॥ મુદીત મન કુંસમ કળી બરખે ॥ ભયો સુફળ અ-
વતાર આયે યું બોલી મન હરખે ॥ ચલી ॥ ૩ ॥ નીગમ ક-
હે નીતી નેતી જાઇ ॥ પ્રેમાનંદકે નાથ સો આ શુ વટપતન
માંઇ ॥ ચલી ॥ ૪ ॥ પદ ॥ ૬ ॥

લેહો ભરી લોચન ઉર લાઉં ॥ હોઇ હે દુર્લભ દર્શન કરી
હો ફીર મન પછતાઉ ॥ લેહો ॥ ટેક ॥ પુરૂષ એ પુરાણ અવતા
રી ॥ ઘર બેઠે ચાલી આએ મૂરત લેહો ઉર ધારી ॥ લેહો ॥
૧ ॥ શ્રષ્ટીકો કારણ હે એહી ॥ અનંત જીવ ઓધાર કાજ ધ-
રી સુંદર નર દેહી ॥ લેહો ॥ ૨ ॥ એસી સબ સુધ ભાવ વારી
॥ પ્રેમાનંદ મહારાજકો મહીમા ગાવત પુર નારી ॥ લેહો ॥ ૩
॥ પદ ॥ ૭ ॥

ચલત હરી ચીતવત ચહું ઓરે ॥ ઝુક રહી સુંદર ભુવન
અટાકી ઘટા ચહુ કોરે ॥ ચલત ॥ ટેક ॥ ભામની ઠાડી સબ ઠો
રે ॥ કરી પ્રણામ કર કુંસમ માલ લઇ ડારતીહે હોરે ॥ ચલત ॥
૧ ॥ હસી મુખ મંદમંદ સ્વામી ॥ આનંદ ઉપજાવતહે ઉંચે
ચીતવી બહુ નામી ॥ ચલત ॥ ૨ ॥ ચલત જબ નૃપદ્વારે આ
યે ॥ પ્રેમાનંદકે નીરખી ભુપતી સનમુખ ઉઠ ધાયે ॥ ચલત ॥
૩ ॥ પદ ॥ ૮ ॥

રાગ બીજો—ગજ ઉપરસું ઉતરે હરી તબ આયે સીચા

જી ચરણ પરે ॥ કર ગ્રહી પ્રભુકું નીજ મંદીરમે લે ચલે ઉર અતી હરખ ભરે ॥ ૧ ॥ પધરાએ આસન કરી પ્રીતી રાજ રીત ઉત્તમ આની ॥ ચરણ ધોય હસી મીલે આંક ભરી ધન્ય ભાગ્ય અપનો માની ॥ ૨ ॥ ધૂપ દીપ લે સુભગ આરતી ઉર ધારી લે ફુલ માળા ॥ પહીરાયે પટ ભુખણ બહુ વીધ ઉપર ઓઢાયે દુસાલા ॥ ૩ ॥ અરપણ કરી મેવા રૂ મીઠાઇ કર જોડી ઠાડે આગે ॥ પ્રેમાનંદ કહે વીનતી કરી નૃપ ધર્મ કુંવરપે વર માગે ॥ ૪ ॥ પદ ॥ ૯ ॥

શ્રી નારાયણ અખીલ લોક પતી પરમ પુરૂષ તુમ અવતારી ॥ બહ્યો જાત ભવસાગરકે મહી કીપા કરી લીનો તારી ॥ ૧ ॥ જેહી પદરજ બ્રહ્માદીક સુરમુની ઉર ધારત પ્રીતી આની ॥ તેહી પદ પરસી કીયો મોહે પાવન કરી કરૂણા સારંગ પાંની ॥ ૨ ॥ યહ રાજ ભુવન સંપતી તું મારી દાસ જાણી કીપા કીજે ॥ અબ ના વીસારો નાથ ચરણ તે ભકતપતી પદવર દીજે ॥ ૩ ॥ શુધ ભાવ જાણી નૃપતીકો શ્રી પુરૂષોત્તમ બહુ નામી ॥ પ્રેમાનંદ કહે વર દેઇ નૃપકું અભય કીયો ઇશ્વર સ્વામી ॥ ૪ ॥ પદ ॥ ૧૦ ॥

આનંદ ભરા નૃપ વીનય વચન સુણી ઉર તે હાર હરી દીના ॥ રાજભુવનસુ નીકસે બાહેર કહુ મુકામકો મન કીના

॥ ૧ ॥ ભએ અસવાર વોહી ગજ ઉપર અખીલ લોકપતી અ-
વીનાસી ॥ પુની સબ સહર ફીરીકે દીનો દર્શન સબકુ સુખરાસી
॥ ૨ ॥ આગે રાવ સીયાજી નીકસે પાછે હરીકી અસવારી ॥ ચ
લે સહેરકે બાહેર મુકામ કરને ખાતર સુખકારી ॥ ૩ ॥ કીયે ખ
ડે તંબુ અસમાની ઉચે કરત ગગન બાતે ॥ પ્રેમાનંદકે મસ્ત બા
ગમે ઉતરે સંત સબ હરખાતે ॥ ૪ ॥ પદ ૧૧ ॥

કરી પકવાન તાંહાં સબ જીમે સંત હરીજન મુંદ આની
॥ ઓરહી બહુત જીમાય અન્નારથી તેહી અવસર આયે પ્રા-
ની ॥ ૧ ॥ કંચન થાળ ભરી ચહુ ભોંજન પઠાયો ભુપતી હ-
રી કાજે ॥ આપ જીમે દીની હરીજનકું પ્રસાદી શ્રી મહારાજે
॥ ૨ ॥ તાંહાં એક બેઠક રચી અનોપમ તાપર બેઠે હરી આઇ
॥ નીચે સંત સભા ભરાઈ નીકી દેખતમે સબ દુખ જાઇ ॥ ૩
॥ આવતહે દર્શનકુ દુનીયા ભીર ભઇ તાંહાં અતી ભારી ॥ ની-
રખી શ્રી ઘનશામકી શોભા પ્રેમાનંદ જાય બલીહારી ॥ ૪ ॥
પદ ॥ ૧૨ ॥

રાવ સીયાજી ગજપર બેઠી પ્રેમાતુર હોઇ તાંહાં આયે ॥
નીરખી સંત સભા અતી સીતળ તાંહાં બેઠે મન હરખાયે ॥ ૧
॥ બડે બડે ઉમરાવ દીવાનસુ આયે તાંહાં ભટ પંડીત ગ્યાની ॥
આયે કવી ગુની મતવાદી મલ્લાદીક મહા અભીમાની ॥ ૨ ॥

આયે બહુ જન વાદી વીવાદી નાટક ચેટક અતી ભારી ॥ જ્યું ખદ્યોત ભાનુકે આગે ખીન્ન તાપ ગએ સબ હારી ॥ ૩ ॥ પઢે પુરાણ શાસ્ત્ર કે વકતા પુછત પ્રશ્ન કરત ચરચા ॥ પ્રેમાનંદ જીને હરી સબકું દેદેકે અદભુત પરચા ॥ ૪ ॥ પદ ॥ ૧૩ ॥

એસે ભટ પંડીત મતવાદી સબકું જીતે શ્રી સ્વામી ॥ પ્રફુલીત ભએ સંત મન હરીજન ગાવત ગુન આનંદ પામી ॥ ૧ ॥ અમીત પ્રતાપ દેખી શ્રી હરીકો થકીત ભએ સબ નરનારી ॥ કરત પ્રસંસા નગર ડગરમે પ્રગટે પુરૂષ કોઈ અવતારી ॥ ૨ ॥ હોત સમાધી ધ્યાન ધારણા અતી પ્રતાપહે કળી માંહી ॥ કરત બાત નર નારી પરસ્પર આજ કોઉ એસો નાહીં ॥ ૩ ॥ નૌતમ રીત દેખી સંતનકી મુંમુક્ષુ સબ સરણે આયે ॥ પ્રેમાનંદ કહે ભએ કૃતારથ સ્વામી સરણ અતી સુખ પાયે ॥ ૪ ॥ પદ ॥ ૧૪ ॥

વટપતનમે વીજય કરી હરી ચલે કુચ કરી વરધ્રપુરી ॥ અતી પ્રતાપસે ચલે ગાજતે મતવાદીનકો શીર કચરી ॥ ૧ ॥ જય જયકાર ભયો ત્રીભુવનમે સુરનર મુની જન સબ હરખે ॥ બજત દુંદભી વીબુધ ગગનમે સુમન ઝરી હરીપે વરખે ॥ ૨ ॥ યાલીલા શ્રી વટપતનકી ધર્મકુમરકી ઉર ધરીહે ॥ સો નર પાવે ધર્માદીક ફળ ભવસાગર પુની નહીં ફીરીહે ॥ ૩ ॥ જે નર

સીખે ગાય પ્રેમસે સુણે સુણાવે મુદ આની ॥ પ્રેમાનંદકે તાકે ઉરમે વાસ કરત સારંગ પાની ॥ ૪ ॥ પદ ॥ ૧૫ ॥

---

રાગ સારંગ—સંત સુખી સંસારમે ॥ ઉધો સંત સુખી સંસારમેં ॥ ઓર સબે જગ જરત નીરંતર ॥ તીન તાપકી ઝારમે ॥ ઉધો ॥ ૧ ॥ રાજાબી દુખીયા રંકબી દુખીયા ॥ ધનપતી દુખીત વીકારમેં ॥ વીના વીવેક ભેખ સબ દુખીઆ ॥ જુઠા તનૅ અહંકારમેં ॥ ઉધો ॥ ૨ ॥ જ્ઞાન વીના દુખ પાવત દુનીયાં ॥ માયા ઘોર અંધારમે ॥ મુક્તાનંદ મુનીવર વીજ્ઞાની ॥ પોંચે તેજ અંબારમે ॥ ઉધો ॥ ૩ ॥ પદ ॥ ૧ ॥

મેરે જન મોકું ભજે ॥ ઉધો મેરે જન મોકું ભજે ॥ પંચ ઈંદ્રી અરૂ મનકું જીતે ॥ મોં વીન સબ આશા તજે ॥ ઉધો ૧ ॥ પ્રેમ મગન મેરે ગુન ગાવત ॥ જગ ઉપહાસસેં ના લજે ॥ જ્ઞાન ખડગ લે મોહ ફોજપર ॥ લડત સુર હોકે સજે ॥ ઉધો ॥ ૨ ॥ અઘ ઓગુન કે મુળ ઉખારન ॥ મમ જસ નોબત નીત બજે ॥ મુક્તાનંદસો સંત વીવેકી ॥ બ્રહ્મસ્વરૂપ અમર અજે ॥ ઉધો ॥ ૩ ॥ પદ ॥ ૨ ॥

મે જન હીત ભૂપર ફીરૂં ॥ ઉધો મે જન હીત ભૂપર ફીરૂં ॥ સતનકે મન વાંછીત વપુ ધરી ॥ દુષ્ટ મારી રક્ષા કરૂં ॥

ઉધો ॥ ૧ ॥ ભુકો ભાર હરૂં સંતન હીત ॥ સંતકી રૂચીસમ અનુસરૂં ॥ સંતકે તાપ સબહી મેટનકું ॥ નીજ કર છત્રજ શીર ધરૂં ॥ ઉધો ૨ ॥ જો મોય ભજત ભજું મેં વાકું ॥ નીજ જન પલક ન વીસરૂં ॥ મુકતાનંદ કહત યું મોહન ॥ ભકતન હીત અભરા ભરૂં ॥ ઉધો ॥ ૩ ॥ પદ ॥ ૩ ॥

સોઇ સાચે મમ દાસ હે ॥ ઉધો સોઇ સાચે મમ દાસ હે ॥ પીંડ બ્રહ્માંડમે પ્રીતન જાકું ॥ મમ પદ કંજ નીવાસહે ॥ ઉધો ॥ ૧ ॥ કાંતા કનક જાળ જગ બાંધ્યો ॥ તીનસેં અધીક ઉદાસહે ॥ ગ્રહમે રહે મેગાન જ્યું મમ જન ॥ જેહી દ્રઢ ભકતી અભ્યાસહે ॥ ઉધો ॥ ૨ ॥ મન ઇંદ્રીનકે કૃત્યસે ન્યારે ॥ એકાંતીક મત જાસ હે ॥ મુકતાનંદસો સંતકે ઉર વીચ ॥ મેરો પ્રબળ પ્રકાસહે ॥ ઉધો ॥ ૩ ॥ પદ ॥ ૪ ॥

---

# હોરીઓ.

રાગ કાફી ધુમાર—શ્વેત દ્વીપપતી નાથજી આજ ખેલત હોરી ॥ વાસુદેવ ભગવાન નૌતમ નાથજી ॥ રંગ ॥ શ્વેત પુરૂષ સબ સાથહે ॥ આજ ॥ મુક્ત નીરન્ન સુજાન ॥ નૌતમ ॥ ૧ ॥ કમળા મહારાણી સાથહે ॥ આજ ॥ સંગ લીયે સખી વૃંદ ॥ નૌ

તમ ॥ ભુમા વીષ્ણુ સાથહે ॥ આજ ॥ જોગેશ્વર સુખ કંદ ॥ નૌતમ ॥ ૨ ॥ યજ્ઞ પુરૂષ પ્રભુ સાથહે ॥ આજ ॥ હીરણ્યકેશ હરી સાથ ॥ નૌતમ ॥ હરી કૃષ્ણ દોઉ સાથહે ॥ આજ ॥ નરનારાયણ નાથ ॥ નૌતમ ॥ ૩ ॥ ભક્તી ધરમ દોઉ સાથહે ॥ આજ ॥ સુક સનકાદીક વ્યાસ ॥ નૌતમ ॥ ગાવત આવત પ્રેમસું ॥ આજ ॥ ઉધ્ધવ નારદ દાસ ॥ નૌતમ ॥ ૪ ॥ ઉધ્ધવ મતકે ઇષ્ટહે ॥ આજ ॥ ભક્તી ધરમ પરીવાર ॥ નૌતમ ॥ વાસુદેવ સોં અધીકહે ॥ આજ ॥ પ્રેમાનંદ બલીહાર ॥ નૌતમ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

ખેલત હોરી શ્રી હરી રંગ ધુમ મચીહે ॥ શ્વેત દ્વીપપતી રાય કેશર કુમકુમા ॥ રંગ છીરકત રંગ ઉમંગસોં ॥ રંગ ॥ સોભા બરની ન જાય ॥ કેસર ॥ ૧ ॥ ચુઆ ચંદન ઔર અરગજા ॥ રંગ ॥ ઉડતહેં અબીર ગુલાલ ॥ કેસર ॥ રચ્યોહે ફાગ શ્વેત ધામમે ॥ રંગ ॥ જ્યાં નહીં માયા કાળ ॥ કેસર ॥ ૨ ॥ મૃગ મદ કેસર કુમકુમ ॥ રંગ ॥ ભરેહેં રંગકે માટ ॥ કેસર ॥ છીરકત મુક્તસુ પ્રીતસો ॥ રંગ ॥ કમળા દેતીહે બાંટ ॥ કેસર ॥ ૩ ॥ પીચકારીનકી ઝર લગી ॥ રંગ ॥ બરસત રંગ બહુ ઔર ॥ કેસર ॥ હોર પરી હાર જીતકી ॥ રંગ ॥ છીરકે પરસપર દોર ॥ કેસર ॥ ૪ ॥ તેલ ફુલેલ સુગંધકો ॥ રંગ ॥ મચ્યોહે ગલીનમાં કીચ ॥ કેસર ॥ નીરખી નોણ સુખ લેતહેં ॥ રંગ ॥ પ્રેમાનંદ

ઠાઢો બીચ ॥ કેસર ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

પીચકારી લીયેં હાથમે, રંગ ભીજી રયેહેં ॥ છીરકત મુનીપર રંગ, શ્વેત ભુવન પતી રંગભી ॥ ફેટ ભરીહે ગુલાલકી ॥ રંગ ॥ ડારત અતહી ઉમંગ ॥ શ્વેત ॥ ૧ ॥ શ્વેત બસન પેરેં પ્રભુ ॥ રંગ ॥ શ્વેત પુષ્પ ઉર હાર ॥ શ્વેત ॥ શ્વેત સભા ગહીં સોભહીં ॥ રંગ ॥ શ્વેત ભુવન શીરદાર ॥ શ્વેત ॥ ૨ ॥ ચેત રૂપ પ્રભુ આપહેં ॥ રંગ ॥ શ્વેત સુલેપન અંગ ॥ શ્વેત ॥ ખેલ તહેં અનુરાગસો ॥ રંગ ॥ શ્વેત પુરૂષકે સંગ ॥ શ્વેત ॥ ૩ ॥ છાયે બેમાન આકાસમે ॥ રંગ ॥ દેખત સુર સસી ભાન ॥ શ્વેત ॥ ગાવહીં પુષ્પ વધાવહીં ॥ રંગ ॥ નાચત તોરત તાંન ॥ શ્વેત ॥ ૪॥ નીરખી મંદ છબી મુસકની ॥ રંગ ॥ પ્રફુલીત સુરમુની વૃંદ ॥ શ્વેત ॥ ચીતવત હરત સંતાપકો ॥ રંગ ॥ બલી બલી પ્રેમાનંદ ॥ શ્વેત ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

ખેલત હોરી લાડીલી રંગ છાઇ રહ્યોહે ॥ કમળા પરમ ચતુર સુંદર લાડીલી ॥ રંગ ॥ રૂપકી રાસી ભામીની ॥ રંગ ॥ પ્યારી જોબન પુર ॥ સુંદર લાડીલી ॥ રંગ ॥ ૧ ॥ સંગ સખી મન ભાવતી ॥ રંગ ॥ ગાવતી ગીત રસાળ ॥ સુંદર લાડીલી રંગ ॥ આવીતી સનમુખ શ્યામ કે રંગ ॥ રૂપ મનોહર બાલ ॥ સુંદર લાડીલી ॥ રંગ ॥ ૨ ॥ શીશી ભરીહે ગુલાબકી ॥ રંગ

॥ મૃગમદ કેસર રંગ ॥ સુંદર લાડીલી ॥ આય કેં પરમ ઉમંગસોં ॥ રંગ ॥ છીરકત હરીકે અંગ ॥ સુંદર લાડીલી ॥ ૩ ॥ ચુવા ચંદન અરગજા ॥ રંગ ॥ લીયેહેં અબીર ગુલાલ ॥ સુંદર લાડીલી ॥ રંગ ગુલાલ ઉડાવતી ॥ રંગ ॥ ચાલતી ગજગતી ચાલ ॥ સુંદર લાડીલી ॥ ૪ ॥ શ્વેત દીપપતી શ્યામકોં ॥ રંગ ॥ રંગમાં કીયે ગરકાવ ॥ સુંદર લાડીલી ॥ પ્રેમાનંદ છબી દેખીકે ॥ રંગ ॥ ઉપજ્યા પરમ ઉછાવ ॥ સુંદર લાડીલી ॥ રંગ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

---

રાગ દીપચંદી—શ્યામ તેરે નેનાં જાદુગારે ॥ શ્યામ ॥ કરી કટાક્ષ ભરી મારે ॥ શ્યામ તેરે ॥ ટેક ॥ નેણા લાલ ગુલાબ તે સુંદર ॥ બીનુ અંજન બીચકારે ॥ શ્યામ તેરે ॥ ૧ ॥ મોંહક બાન ચઢાય કે કેશવ ॥ છત્યોહે મદન મોરારે ॥ શ્યામ તેરે ॥ ૨ ॥ પલકે ભલ કેસી આચે લગી ॥ બસ કીનીહે નેણ નજારે ॥ શ્યામ તેરે ॥ ૩ ॥ પ્રેમાનંદકે નાથ રહો મોરે ॥ નેનનમે તુંમ પ્યારે ॥ શ્યામ તેરે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

શ્યામ તેરે નેનાં ખેલે હોરી ॥ શ્યામ ॥ દેખત હોગઇ બોરી ॥ શ્યામ ॥ દારે લાલ ગુલાલ ઉડાવત ॥ પલકેં કીનીહે ઝોરી ॥ શ્યામ તેરે ॥ ૧ ॥ રેખેં રંગ સો રંગ કીયો બીચ ॥ મૃગ મદ રાખ્યોહે ઘોરી ॥ શ્યામ તેરે ॥ ૨ ॥ ચીતવની ચપળ

ભરત પીચકારી ॥ છીરકતહેં દોરી દોરી ॥ શ્યામ તેરે ॥ ૩ ॥ પ્રેમાનંદ બલીહારી દ્રગનપર ॥ નીરખો મગન ભયોરી ॥ શ્યામ તેરી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

લાલ તેરે લોચન લાલચી ભારી ॥ બસ કીનીહે બ્રજનારી ॥ લાલ તેરે ॥ ટેક ॥ યા બ્રજમે તો કોઉ ન બચી ॥ લોચનસું બનવારી ॥ લાલ તેરે ॥ ૧ ॥ દોરે દોરે આવત નેહસું બોલાવત ॥ હાવ ભાવ હીતકારી ॥ લાલ તેરે ॥ ૨ ॥ મોયોહે નંદગામ બરસાંનો ॥ મધુબન કીનીહે ચારી ॥ લાલ તેરે ॥ ૩॰॥ પ્રેમાનંદ ભયો કરતારથ ॥ નેનકી સેંન નીહારી ॥ લાલ તેરે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

લાલ તેરે લોચનકી ચતુરાઇ ॥ રસનાસો કહી ન જાઇ ॥ લાલ તેરે ॥ ટેક ॥ ચીતવનીમે મન ચોરત મોહન ॥ ચમક લોહકી નાઇ ॥ લાલ તેરે ॥ ૧ ॥ કુટીલ કટાક્ષ તે બસ કરી ડારત ॥ કેસી હો ચતુર લોગાઇ ॥ લાલ તેરે ॥ ૨ ॥ ચંચળ ચીતવની ચીતવત જાકું ॥ ઓર કછુ ન સોહાઇ ॥ લાલ તેરે ॥ ૩ ॥ પ્રેમાનંદ મગન કર દેતુહે ॥ લેતુહે ભવસું બચાઇ ॥ લાલ તેરે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

રાગ ભેરવી—મેરી અંખીયાંમે ખટકે ગુલાલ ॥ લલાજ્યું રે છુટી મુઠી ન ડારો ॥ મેરી ॥ ટેક ॥ અરૂન ભઇ અખીયા દોઉ મેરી ॥ મુખ કપોલ રત નારો ॥ લલાજ્યું રે ॥ ૧ ॥ ના મા જો મુખ કુરંગ સાર સો ॥ ઘુંઘટ પટ ન ઉઘારો ॥ લલાજ્યું ॥ ૨ ॥ યા બ્રજકે સબ લોક ચવૈયા ॥ ગોકુળ નગર ઠગારો ॥ લલાજ્યુ

॥ ૩ ॥ પ્રેમાનંદકે નાથજી માનો ॥ ના ખોલો ભરમ હમારો ॥ લલાજ્યું ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

મેં તો બરજ બરજ રહી હારી, મોરારીરે ॥ ના ડારો પીચકારી ॥ મેંતો ॥ ટેક ॥ ભીજેગી મોરી ચટક ચુનરીયાં ॥ ઝગરેગી સાસુ દે ગારી ॥ મોરારીરે ॥ ૧ ॥ કંચુ ભીજેગો કીનખાપકો ॥ લહંગે લાલ ફુલ જારી ॥ મોરારીરે ॥ ૨ ॥ ના જાનો પરપીર સાંવરે ॥ બેદરદી બનબારી ॥ મોરારીરે ॥ ૩ ॥ પ્રેમાનંદકે નાથજી માનો ॥ છેલ કુંવર ગીરધારી ॥ મોરારીરે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

તેરી પગીયાં લાલ ગુલાબી ॥ કનૈયારે આજ રંગમે ભરૂંગી ॥ તેરી ॥ ટેક ॥ છીંન લેઉંગી પીતાંમર મોરલી ॥ અબ મેં નાહીં ડરૂંગી ॥ કનૈયારે ॥ ૧ ॥ આંખાં આંજી મુખ માજુંગી કજરા ॥ મન માનેસો કરૂંગી ॥ કનૈયારે ॥ ૨ ॥ પેરાવું ચુરી ચુનરીયાં ॥ સાંવરી નામ ધરૂંગી ॥ કનૈયારે ॥ ૩ ॥ પ્રેમાનંદકે નાથજી પેલે ॥ રંગસેં ખુબ લરૂંગી ॥ કનૈયારે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

તેરે નેણા રસીક તાણારે ॥ સાંવરીયારે જોબન મતવારે ॥ તેરે ॥ ટેક ॥ આજ કરૂંગી નેણા કજરારે ॥ આવો ખેલન હોરી પ્યારે ॥ સાંવરીયારે ॥ ૧ ॥ મુખ માજુંગી લે અબીર અરગજા ॥ નચવુંગી નાચ લલારે ॥ સાંવરીયારે ॥ ૨ ॥ જો તુંમ જસોમતી નંદકે જાયે ॥ સનમુખ આવો હમારે ॥ સાંવરીયારે ॥ ૩ ॥ પ્રેમાનંદકે નાથ પકરકે ॥ ફગવા લેઉં કર ઠારે ॥ સાંવરીયારે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

---

# વચનામૃત.

સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૫ પંચમીને દીવસ શ્રી જી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં રાત્રીને સમે વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં ને પોતાના મુખારવીંદની આગળ સાધુ તથા દેશ દેશના હરીભકતનીં સભા ભરાઇનેં બેઠી હતી. પછે મયારામભટે શ્રીજી મહારાજ પ્રત્યે પ્રશ્ન પુછયું જે હે મહારાજ ઉત્તમ, મધ્યમ ને કનીષ્ટ એ ત્રણ પ્રકારનો જે વૈરાગ્ય તેના શાં લક્ષણ છે તે કહો. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે ઉતમ વૈરાગ જેને હોય તે પરમેશ્વરની આજ્ઞાએ કરીને અથવા પોતાના પ્રારબ્ધ કર્મ વશે કરીને વ્યવહારમાં રેહે, પણ તે વ્યવહારમાં જનક રાજાની પેઠે લોપાય નહીં અને શબ્દ, સ્પર્ષ, રૂપ, રસ ને ગંધ એ પંચ પ્રકારના જે ઉતમ વિષય તે પોતાના પ્રારબ્ધ અનુસારે પ્રાપ્ત થાય તેને ભોગવે પણ પ્રીતીએ રહીત ઉદાસ થકો ભોગવે અને તે વિશય એને લોપી શકે નહીં ને તેનો ત્યાગ મોળો ન પડે અને તેં વિષયને વિષે નિરંતર દોષ દેખતો રેહે ને વિષયને શત્રુ જેવા જાણે ને સંત, ને શત શાસ્ત્ર, ને ભગવાનની સેવા તેનો નિરંતર સંગ રાખે અને દેશ, કાળ, સંગ આદીક જો કઠણ આ

વી પડે તોપણ એની જે એવી સમજણ તે મોળી પડે નહી તે
ને ઉતમ વૈરાગવાળો કહીએ. અને જેને મધ્યમ વૈરાગ હોય તે
પણ ઉતમ એવા જે પંચ પ્રકારના વિષય તેને ભોગવે પણ તે
માં આશક્ત ન થાય. ને જો દેશ, કાળ, સંગ કડાણ પ્રાપ્ત થાય
તો વિશયને વિશે બંધાઇ જાય ને વૈરાગ મંદ પડી જાય, તેને
મધ્યમ વૈરાગવાળો કહીએ. અને જે કનીષ્ટ વૈરાગવાળો હોય
તેને સામાન્ય ને દોષે જુક્ત એવા પંચ વિષય જો પ્રાપ્ત થાય
ને તેને ભોગવે તો તેમાં ન બંધાય અને જો સારા પંચ વિ-
ષય પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં બંધાઈ જાય, તેને મ
દ વૈરાગ્યવાળો કહીએ. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૬ છઠને દીવસ શ્રીજી
મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં રાત્રીને સ-
મે વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને
પોતાના મુખારવીંદની આગળ મુની તથા દેશ દેશના હરીભ-
ક્તની સભા ભરાઇને બેઠી હતી, પછી શ્રીજી મહારાજ બોલ્યા
જે જેને ભગવાનની મુર્તિ અંતરમાં અખંડ દેખાતી હોય તેણે
પણ ભગવાને જે જે અવતારે કરીને જેજે સ્થાનકને વિશે જેજે
લીળા કરી હોય તે સંભારી રાખવી. ને બ્રહ્મચારી તથા સાધુ

તથા સતસંગી તેની સાથે હેત રાખવું ને એ સરવેને સંભારી રાખવા. તે સા સારૂ જે કદાપી દેહ મુક્યા સમે ભગવાનની મુરતીને ભુલી જવાય તોપણ ભગવાને જે જે સ્થાનકને વિશે લીળા કરી હોય તે જો સાંભરી આવે અથવા સતસંગી સાંભરી આવે અથવા બ્રહ્મચારી ને સાધુ સાંભરી આવે તો તેને જોગે કરીને ભગવાનની મુરતી પણ સાંભરી આવે ને તે જીવ મોટી પદવીને પામે ને તેનું ઘણું રૂડું થાય. માટે અમે મોટા મોટા વિશ્નુયાગ કરીએ છીએ. તથા જન્માષ્ટમી ને એકાદશી આદીક વ્રતના વરસો વરસ ઉછવ કરીએ છીએ, ને તેમાં બ્રહ્મચારી, સાધુ ને સંતસંગીને ભેળા કરીએ છીએ. અને જો કોઇ પાપી જીવ હોય ને તેને પણ જો એમની અંતકાળે સ્મૃતિ થઇ આવે, તો તેને ભગવાનના ધામની પ્રાપ્તી થાય. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૭ સાતમને દીવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં અને પોતાના મુખારવીંદની આગળ સાધુ તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે બ-

ગવાનના ભકતને પરસ્પર ઈર્ષા ન કરવી. ત્યારે આનંદાનંદ સ્વામી બોલ્યા જે હે મહારાજ, ઈર્ષા તો રેહે છે. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે ઈર્ષા કરવી તો નારદજીના જેવી કરવી. જેમ એક સમયને વિશે નારદજી ને તુંબરૂ એ બે વૈકુંઠને વિશે લક્ષ્મીનારાયણના દરશન કરવાને ગયા, તે લક્ષ્મીનારાયણ આગળ તુંબરૂએ ગાન કર્યું, તેણે કરીને લક્ષ્મીજી તથા નારાયણ એ બેઅ પ્રસંન થઇને તુંબરૂને પોતાનાં વસ્ત્ર આભુષણ આપ્યાં ત્યારે નારદજીને તુંબરૂ ઉપર ઈર્ષા આવી, જે હું તુંબરૂના જેવી ગાન વિદ્યા શીખું ને ભગવાનને પ્રસંન કરૂં. પછી નારદજી ગાયન વિદ્યા શીખતા હવા ને ભગવાન આગળ ગાવતા હતા. ત્યારે ભગવાને કહ્યું જે તમને તુંબરૂના જેવું ગાતાં નથી આવડતું. પછી વળી શીવજી ઉપર તપ કરીને શીવજી થકી વર પામીને ગાન વિદ્યા શીખીને ભગવાન આગળ ગાવતા હવા. તોપણ ભગવાન એની ગાન વિદ્યાએ કરીને એના ઉપર પ્રસંન ન થયા. એવી રીતે સાત મનવંતર સુધી ગાન વિદ્યા શીખ્યા ને ભગવાન આગળ ગાવતા હવા, તોપણ ભગવાન પ્રસંન ન થયા. પછી તુંબરૂ પાસે ગાન વિદ્યા શીખ્યા ને શ્રી કૃષ્ણ ભગવાન આગળ દ્વારીકામાં ગાવતા હવા. ત્યારે શ્રી કૃષ્ણ ભગવાન પ્રસંન થયા ને પોતાનાં વસ્ત્ર અળંકાર નારદજીને આપ્યાં ત્યારે નારદજીએ

તુબરૂ સાથે ઇર્ષા મુકી. માટે ઇર્ષા કરવી તો એવી કરવી જે જેની ઉપર ઇર્ષા હોય તેના જેવા ગુણને ગ્રહણ કરવા ને પોતાના અવગુણને ત્યાગ કરવા. ને તેવું ન થવાય ને જે ઇર્ષાએ કરીને ભગવાનના ભક્તનો દ્રોહ થાએ તેવી ઇર્ષાનો તો ભગવાનના ભક્તને સર્વે પ્રકારે ત્યાગ કરવો. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૮ અષ્ટમીને દીવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સરવે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને પોતાના મુખારવિંદની આગળ પરમહંસ તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી, પછે શ્રીજી મહારાજ બોલ્યા જે રાધીકાજીએ સહીત એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તેનું ધ્યાન કરવું. અને તે ધ્યાન કરતે થકે મુર્ત્તિ હૃદયને વિશે ન દેખાય તોયેપણ ધ્યાન કરવું, પણ કાયર થઇને તે ધ્યાનને મુકી દેવું નહીં, એવી રીતના જે આગ્રહવાળા છે તેની ઉપર ભગવાનની મોટી કૃપા થાય છે ને તેની ભક્તીએ કરીને ભગવાન એને વશ થઇ જાય છે. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૯ નવમીને દીવસ શ્રી

જી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વીરાજમાન હતા ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં. ને પોતાના મુખારવિંદની આગળ મુની તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે આ સત્સંગમાં જે વિવેકી છે તેતો દીવસે દીવસે પોતાને વિશે અવગુણને દેખે છે ને ભગવાન ને ભગવાનના ભક્ત વિશે ગુણને દેખે છે. ને ભગવાન ને સાધુ પોતાના હીતને અર્થે કઠણ વચન કેહે છે તેને પોતાના હીતકારી માને છે ને દુઃખ નથી લગાડતો તેતો દીવસે દીવસે સત્સંગને વિશે મોટપને પામે છે. અને જે અવિવેકી છે તેતો જેમ જેમ સત્સંગ કરે છે ને સત્સંગની વાત સાંભળે છે તેમ તેમ પોતાને વિશે ગુણ પરઠે છે અને ભગવાન ને સંત એનો દોષ દેખાડીને એની આગળ વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે ને વાતના કરનારાનો અવગુણ લે છે, તેતો દીવસે દીવસે ઘટતો જાય છે. ને સત્સંગમાં પ્રતિષ્ટા હીન થઇ જાય છે. માટે પોતાને વિશે જે ગુણનું માન, તેનો ત્યાગ કરીને, શૂરવીર થઇને, ને ભગવાનને ભગવાનના સંતને વિશે વિસ્વાસ રાખે તો એનો અવિવેક ટળી જાય છે ને સત્સંગમાં મોટપને પામે છે. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૧૧ એકાદશીને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખચરના દરબારમાં વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખાર્વિંદની આગળ સાધુ તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે ઇંદ્રીઓની જે ક્રીયા છે તેને જો શ્રી કૃષ્ણ ભગવાન ને તેના ભક્તની સેવાને વિશે રાખે તો અંતઃકરણ શુદ્ધ થાય છે. ને અનંતકાળના જે પાપ જીવને વળગ્યાં છે તેનો નાશ થઈ જાય છે. અને જો ઇંદ્રીઓની વૃતીઓને સ્ત્રીયાદીકના વિષયમાં પ્રવર્ત્તાવે છે તો એનું અંતઃકરણ ભ્રષ્ટ થાય છે; અને કલ્યાણના માર્ગથી પડી જવાય છે. માટે શાસ્ત્રમાં જે રીતે વિશય ભોગવ્યાનું કહ્યું છે તેવી રીતે નિયમમાં રહીને વિશય ભોગવવા, પણ શાસ્ત્રની મર્યાદાને ઉલ્લંઘન કરીને ભોગવવા નહીં. અને સાધુનો સંગ રાખવો ને કુસંગનો ત્યાગ કરવો. અને જ્યારે એ કુસંગનો ત્યાગ કરીને સત્સંગ કરે છે ત્યારે એને દેહને વિશે અહંબુદ્ધિ છે તે નિવૃતી પામે છે. અને દેહના સંબંધીને વિશે જે મમત્વ બુદ્ધિ છે તે નીવૃત્તી પામે છે ને ભગવાનને વિશે અસાધારણ પ્રીતી થાય છે. ને તે ભગવાન વિના અન્યને વિશે વૈરાગ્ય થાય છે. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૧૨ દ્વાદશીને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવીંદની આગળ મુની તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે શ્રી કૃષ્ણ ભગવાનનો પ્રત્યક્ષપણે નિશ્ચે કર્યો હોય ને તેની ભકતી કરતો હોય ને તેના દર્શણ કરતો હોય તોપણ જે પોતાને પૂરણ કામ ન માને ને અંતઃકરણમાં નુન્યતા વરતે જે ગોલોક, વૈકુંઠાદીક ધામને વિશે જે આને આ ભગવાનનું તેજોમય રૂપ છે તે મુને જ્યાં સુધી દેખાણું નથી ત્યાં સુધી મારૂં પરીપૂર્ણ કલ્યાણ થયું નથી. એવું જેને અજ્ઞાન હોય તેના મુખ થકી ભગવાનની વાત પણ ન સાંભળવી. અને જે પ્રત્યક્ષ ભગવાનને વિશે દ્રઢ નિષ્ટા રાખે છે ને તેને દર્શને કરીનેજ પોતાને પરીપૂર્ણ માને છે ને બીજું કાંઇ નથી ઇછતો તેને તો ભગવાન પોતેજ બળાત્કારે પોતાના ધામને વિશે જે પોતાના ઐશ્વર્ય છે ને પોતાની મૂર્તિઓ છે તેને દેખાડે છે. માટે જેને ભગવાનને વિશે અનન્ય નિષ્ટા હોય તેણે પ્રત્યક્ષ ભગવાન વિના બીજુ કાંઇ ઇછવું નહીં. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૧૩ તેરસને દીવસે શ્રી-જી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વીરાજ હતા ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને પોતાના મુખારવીંદની આગળ પરમહંસ તથા દેસ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે અમે વેંકટાદ્રીથી સેતુબંધ રામેશ્વર જાતા હતા ત્યાં એક સેવકરામ નામે સાધુ હતો તે શ્રીમદ્ભાગવતાદીક પુરાણને ભણ્યો હતો. તે માર્ગમાં ચાલતો માંદો પડ્યો, તેની પાસે રૂપીઆ હજારની સોના મોહોરો હતી પણ ચાકરીનો કરનારો કોઇ નહીં માટે રોવા લાગ્યો. પછી તેને અમે કહ્યું જે કાંઇ ચીંતા રાખશો મા, તમારી ચાકરી અમે કરીશું. પછી ગામને બાહાર એક કેળાની ફુલવાડી હતી તેમાં એક વડનો વૃક્ષ હતો. તે વડના વૃક્ષને વિશે હજારૂ ભુત રેહેતાં પણ તે સાધુ તો ચાલી શકે એવો રહ્યો નહીં ને અતીસે માંદો થયો. તે ઉપર અમને અતિશે દયા આવી. પછી તે ઠેકાણે અમે તે સાધુને કેળના પત્ર લાવીને હાથ એક ઉંચી પથારી કરી આપી. અને તે સાધુને લોહીખંડ પેટ બેસણું થયું હતું. તેને અમે ધોતા ને ચાકરી કરતા, ને તે સાધુ પોતાને જેટલું જોઇએ તેટલું અમારે પાસે ખાંડ, સાકર, ઘી, અંન તે પોતાના રૂ

પૈયા આપીને મંગાવનો, તે અમો લાવીને રાંધી ખવડાવતા ને અમો વસ્તીમાં જઇને જમી આવતા ને કોઇ દીવસ્ર તો અમને વસ્તીમાં અંન મળતું નહીં ત્યારે અમારે ઉપવાસ થાતો. તોપણ કોઇ દીવસ તે સાધુએ અમને એમ કહ્યું નહીં જે અમ પાસે દ્રવ્ય છે તે આપણે બેને કાજે રસોઇ કરો ને તમો પણ અમ ભેળા જમો. પછે એમ સેવા કરતે થકે તે સાધુ બે માસે કાંઈક સાજો થયો. પછે સેતુબંધ રામેશ્વરને માર્ગે ચાલ્યા. ત્યારે તેનો ભાર એક માણ હતો તે અમારી પાસે ઉપડાવ્યો. ને પોતે તો એક માળા લઇને ચાલતો ને દેહે પણ સાજો ને એક સેર ઘી જમીને પચાવે એવો સમર્થ થયો, તોપણ ભાર અમારે પાસે ઉપડાવે ને પોતે અમથો ચાલે. ને અમારી પ્રકૃતી તો એવી હતી જે ભાર નામે તો એક રૂમાલ પણ રાખતા નહીં. માટે તેને સાધુ જાણીને અમે એનો માણ એકનો ભાર ઉપાડી ચાલતા. એ રીતે તે સાધુની ચાકરી કરીને અમે સાજો કર્યો. પણ તે સાધુએ અમને એક પૈસાભાર અંન આપ્યું નહીં. પછે અમે તેને કૃતઘ્નો જાણીને તેના સંઘનો ત્યાગ કર્યો. એવી રીતે જે મનુષ્ય કર્યા કૃતને ન જાણે તેને કૃતઘ્ની જાણવો. અને કોઇક મનુષ્યે કાંઇક પાપ કર્યું હોય ને તેણે તે પાપનું યથાશાસ્ત્ર પ્રાશ્ચીત કર્યું હોય, ને વળી તેને તે પાપે જુક્ત જે કેહે તેને પણ

કૃતઘ્નની જેવો પાપી જાણવો. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૧૪ ચૌદસને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વિરાજમાન હતા. અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખાર્વિંદની આગળ મુની તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજે એમ વાર્તા કરી જે એક દ્રવ્યાદીકનો લોભ તથા સ્ત્રીને વિશે બેઠા ઉઠ્યાની વાસના તથા રસે કરીને જીવ્હાની આશકતી તથા દેહાભીમાન તથા કુસંગીમાં હેત રહી જાય તથા સંબંધીમાં હેત હોય, એ છો વાના જેને હોય તેને કોઇ દીવસ જીવતે ને મરીને પણ સુખ તો ક્યારેય થાયજ નહીં. માટે જેને સુખ ઇછવું હોય તેણે એવા સ્વભાવ હોય તેને ટાળવાને નિવૃતીપર થાવું ને બરોબરીયાની સોબત ન રાખવી ને દેહાભીમાને રહીત ને વૈરાગ્યે જુકત ને ભગવાનનું અલ્પ વચન હોય ને તેમાં ફેર પડે તો મહત વચનમાં ફેર પડ્યો હોય તેમ માનતો હોય એવા જે ભગવદ્ભક્ત મોટા સાધુ તે સંગાથે પોતાના જીવને જડી દેવો ને તેના વચનમાં મન કર્મ વચને વર્ત્તવું ને વિશયના સંબંધથી છેટેજ રેહેવું

પણ એનો સંબંધ પોતાના નિયમનો ત્યાગ કરીને થાવા દેવો નહીં. ને જો વિશયનો સંબંધ કરવા માડે તો એનો ઠા રેહેજ નહીં એ સીદ્ધાંત વાર્તા છે. ઈતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૧૪ ચૌદશને દીવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ મુની તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી, પછે બ્રહ્માનંદ સ્વામીએ પુછ્યું જે હે મંહારાજ, વાસનાનું શું રૂપ છે ? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે પુર્વે જે વિષય ભોગવ્યા હોય ને દીઠા હોય ને સાંભળ્યા હોય તેની જે અંતઃકરણને વિશે ઇચ્છા વર્ત્તે તેને વાસના કહીએ, અને વળી જે વિષય ભોગવ્યામાં ન આવ્યા હોય ને તેની જે અંતઃકરણને વિશે ઇચ્છા વર્ત્તે તેને પણ વાસના કહીએ; ત્યારે મુક્તાનંદ સ્વામિએ પુછ્યું જે હે મહારાજ, ભગવાનનો એકાંતિક ભક્ત કેને કહીએ ? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને ભગવાન વીના બીજી કાંઇ વાસના ન હોય ને પોતાને બ્રહ્મરૂપ માનીને ભગવાનની ભક્તિ કરતો હોય તે એ-

કાંતિક ભક્ત કેહેવાય. ઈતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ માગસર વદી ૩ ત્રીજને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવીંદની આગળ સર્વે સાધુ તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઈને બેઠી હતી. પછી શ્રીજી મહારાજે એમ વાર્તા કરી જે જેના હૈયામાં ભગવાનની ભક્તી હોય તેને એવી વૃતી રેહે, જે ભગવાન તથા સંત તે મુને જે જે વચન કેહેશે તેમજ મારે કરવું છે એમ તેના હૈયામાં હીમત રેહે. અને આટલું વચન મુથી મનાસે ને આટલુ નહીં મનાય એવું વચન તો ભુલે પણ ન કહે. અને વળી ભગવાનની મુર્તિને હૈયામાં ધારવી તેમાં શુરવીરપણું રહે. ને મુર્ત્તિ ધારતાં ધારતાં જો ન ધરાય તો પણ કાયર ન થાએ ને નિત્ય નવી શ્રધા રાખે. ને મુર્ત્તિ ધારતાં જયારે ભુંડા ઘાટ સંકલ્પ થાય ને તે હડાવ્યા હઠે નહીં તો ભગવાનનો મોટો મહીમા સમજીને પોતાને પૂર્ણ કામ માનીને તે સંકલ્પને ખોટા કરતો રહે ને ભગવાનના સ્વરૂપને હૈયામાં ધારતો રહે. તે ધારતાં ધારતાં દશ વર્ષ થાય અથવા વીસ વર્ષ થા-

ય અથવા પચીસ વર્ષ થાય અથવા સો વર્ષ થાય તોપણ કાયર થઇને ભગવાનના સ્વરૂપને ધારવું તે મુકી દે નહીં, કેમજે શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે જે अनेकजन्मसंसिद्ध स्ततोयातिपरांगतिम् તે માટે એમને એમ ભગવાનને ધારતા રેહે એવું જેને વરતતું હોય તેને એકાંતીક ભક્તી કહીએ. છંતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના માગસર વદી ૪ ચોથને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને પોતાના મુખારવીંદની આગળ સાધુ તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી, પછી શ્રીજી મહારાજે વાર્તા કરી જે જે ભગવાનના ભક્તને સત અસતનો વિવેક હોય તે તો જે જે અવગુણ પોતામાં હોયતેને જાણે, ને વિચારીને તેનો ત્યાગ કરી દે, અને સંતમાં અથવા કોઇ સત્સંગીમાં કાંઇક અવગુણ પોતાને ભાસનો હોય તો તેને ત્યાગ કરી દે ને તેના જે ગુણ તેનુજ ગ્રહણ કરે અને પરમેશ્વરને વિશે તો તેને કોઇ અવગુણ ભાસેજ નહીં અને ભગવાન ને સંત તે જે જે વચન કહે તેને પરમ સત્ય કરી-

ને માને પણ જે વચનને વિશે શંશે કરે નહીં. અને સંત કહે જે તું દેહ, ઈંદ્રી, મન, પ્રાણથી જુદો છે ને એનો જાણનારો છે ને એ દેહાદીક સર્વે અસત્ય છે એમ વચન કહે તેને સત્ય માનીને ને સર્વેથી જુદો આત્મારૂપે વર્તે પણ મનના ઘાટ ભેળો ભળી જાય નહીં, અને જેણે કરીને પોતાને બંધન થાય ને પોતાના એકાંતિક ધર્મમાં ખોટ આવે એવા જે પદાર્થ તથા કુસંગ તેને ઓળખીને તેથી છેટેજ રહે ને તેના બંધનમાં આવે નહીં અને સવળો વિચાર હોય તેને ગ્રહણ કરે ને અવળો વિચાર હોય તેનો ત્યાગ કરે. એવી રીતે જે વરતતો હોય ત્યારે જાણીયે જે તેને વિવેક છે. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માગસર વદી ૫ પાચમ્યને દીવસ શ્રીજી માહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં આથમણે બારણે ઓરડો છે તેમાં કથા વંચાવતા હતા અને ધોળો ખેસ પેર્યો હતો તથા ધોળી ચાદર ઓઢી હતી તથા ધોળી પાઘ બાંધી હતી અને પીળા પુષ્પની માળા પેરી હતી ને પીળા પુષ્પનો તોરો પાઘને વિશે ખોસ્યો હતો અને પ્રસન્ન થકા વીરાજમાન હતા. તે સમયને વીશે મુક્તાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી આદીકને તેડાવ્યા ને શ્રીજી મહારાજ તે સર્વે પ્રત્યે બો-

દયા, જે આપણા સતસંગમાં થોડોક કુસંગનો ભાગ રહયો જાય છે તે આજ કાઢવો છે. ને આ પ્રકરણ એવું ચલાવવું છે જે સર્વે પરમહંસ તથા સાંખ્યયોગી તથા કર્મયોગી સત્સંગીમાં પ્રવર્તે. તે સત્સંગમાં કુસંગ તે શું છે તો જે વાતના કરનારા હીંમત વિનાની વાત કરે છે તે સત્સંગીમાં કુસંગ છે. તે કેવી રીતે વાત કરે છે, તો એમ કેહે છે જે ભગવાનનું જે વચન, તેને યથાર્થ કોંણ પાળી શકે છે ? ને વર્તમાન ધર્મ પણ યથાર્થ કોણ પાળી શકે છે ? માટે જેટલુ પળે તેટલું પાળીએ. ને ભગવાન તો અધમ ઉધારણ છે તે કલ્યાણ કરશે. અને વળી એમ વાત કરે છે જે ભગવાનનું સ્વરૂપ જે રૂદામાં ધારવું તે કાંઇ આપણું ધાર્યું ધરાતું નથી, એ તો ભગવાન જેને દયા કરીને ધરાવે છે તેને ધરાય છે. એવી રીતની મોળી વાત કરીને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભકતી ઇત્યાદીક જે ભગવાનની પ્રસંનતાના સાધન તેમાંથી બીજાને મોળા પાડે છે. માટે હવે આજ દીનથી આપણા સતસંગમાં કોઇ પણ એવી હીંમત રહીત વાત કરશો નહીં; સદા હીંમત સહીતજ વાત કરજો. અને જે એવી હીંમત રહીત વાત કરે તેને તો નપુંશક જાણવો. અને એવી હીંમત વિનાની વાત જે દીવસ થઇ જાય તે દીવસે ઉપવાસ કરવો. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના પોસ સુદી ૧ પડવાને દીવસ શ્રીજી મહારાજ સંધ્યા સમે શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબાર માં વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતા ને પોતાના મુખારવિંદની આગળ પરમહંશ તથા દેશ દેશના હ-રીભકતની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજ બો લ્યા જે આત્મજ્ઞાનનું કામ ભારે છે, તેમ ભગવાનને વિશે જે પ્રીતિ તેનું પણ કામ ભારે છે. અને એકલે આત્મજ્ઞાને પણ કામ સરતુ નથી. અને કદાપી આત્મજ્ઞાન ન હોય ને એકલો પ્રે-મ હોય તો તેણે કરીને પણ કામ સરતું નથી. કાંજે આત્મજ્ઞા-ન ન હોય તો ભગવાનમાં પ્રીતી કરતે કરતે દેહાભીમાન-ને જોગે કરીને બીજા પદાર્થમાં પણ પ્રીતી થઇ જાય. અને આ ત્મજ્ઞાન ન હોય ને પ્રીતિ ન હોય તો તે મોટા ઐશ્વર્યને ન પા-મે. ને જ્ઞાની ભક્ત ન કેહેવાય. માટે જે સ્વધર્મમાં રહીને પર-મેશ્વરનું ભજન કરતો હોય તેને આત્મજ્ઞાન પણ દૃઢ જોઇએ. ને ભગવાનને વિશે પ્રીતિ પણ દૃઢ જોઇયે. અને વૈરાગ્ય પણ સુધો દૃઢ જોઇએ. ને એ ત્રણે અંગની જેને દૃઢતા હોય તેને પુ-રો હરી ભકત જાણવો ને તેમાં કાંઇક નુન્યતા હોય તેટલી ખો-ટ જાણીને તેને ટાળી નાખવી. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના પોસ સુદી ૨ બીજને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં ઉગમણે બાર ઓરડાની ઓસરીએ ગાદી તકીઆ નંખાવીને વીરાજમાન હતા અને ધોળી પાઘ માથે બાંધી હતી ને તે પાઘને વિશે પીળા ફુલનો તોરો વીરાજમાન હતો અને કંઠને વિશે પીળા પુષ્પનો હાર વીરાજમાન હતો અને બે કાનને વિશે ધોળા ને પીળા પુષ્પના ગુછ વીરાજમાન હતા અને ધોળો ચોફાળ ઓઢયો હતો ને કાળા છેડાનો ખેસ પેર્યો હતો ને કથા વંચાવતા હતા અને પોતાના મુખારવિંદની આગળ પરમહંસ તથા દેશ દેશના હરીજનની સભા ભરાઇને બેઠી હતી. પછી સ્વામી શ્રી સહજાનંદજી માહારાજ બોલ્યા જે એક પ્રશ્ન પુછીયે ? પછી સરવે હરીભક્તે હાથ જોડીને કહ્યું જે પુછો. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે અજ્ઞાનીમાં અતિસે અજ્ઞાની કોણ છે ? પછી તો સર્વે વિચારી રહ્યા પણ ઉતર કરી શક્યા નહીં. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે લ્યો હમે ઉતર કરીએ ! ત્યારે સર્વેએ રાજી થઇને કહ્યું જે હે મહારાજ જથાર્થ ઉત્તર થાશે માટે કહો. પછી શ્રીજી મહારાજ બોલ્યા જે આ દેહમાં રેહેનારો જે જીવ છે તે રૂપને જુએ છે ને કુરૂપને જુએ છે તથા બાળ જોબન ને ઘડપણને જુવે છે પણ જોનારો પોતે પોતાને જોતો નથી અ

ને કેવળ બાહ્ય દ્રષ્ટીએ કરીને પદાર્થને જોયા કરે છે. પણ પોતે પોતાને નથી જોતો તેજ અજ્ઞાનીમાં અતિશે અજ્ઞાની છે. અને જેમ નેત્રે કરીને અનેકપ્રકારના રૂપના સ્વાદને લે છે, તેમજ શ્રોત્ર, ત્વક, રસના, ઘ્રહાણ ઇત્યાદીક સર્વે ઇંદ્રીઓએ કરીને વિશય સુખને ભોગવે છે ને જાણે છે, પણ પોતે પોતાનાસુખને ભોગવતો નથી ને પોતે પોતાના રૂપને જાણતો નથી એજ સરવે અજ્ઞાનીમાં અતિશે અજ્ઞાની છે. એજ ઘેલામાં અતિશે ઘેલો છે. ને એજ મુર્ખમાં અતિશે મુર્ખ છે. ને એજ સર્વે નીચમાં અતિશે નિચ છે. ત્યારે સુકમુનીએ આસંકા કરી જે પોતાનું સ્વરૂપ જોવું તે શું પોતાના હાથમાં છે? ને જો પોતાના હાથમાં હોએ તો જીવ સીદ અતિશે અજ્ઞાની રહે? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને સતસંગ થયો છે તેને તો પોતાના જીવાત્માનું દર્શન પોતાના હાથમાંજ છે. ને કે દહાડે એણે પોતાના સ્વરૂપને જોયાનો આદર કર્યો ને ન દીઠું? અને એ જીવ માયાને આધીન થકો પરવશ થઇને તો સ્વપ્નને સુષુપ્તી અવસ્થામાં અંતરદ્રષ્ટી કરીને જુએ છે પણ પોતે પોતાને જાણે કોઇ દીવસ પોતાના સ્વરૂપને જોવાને અંતરદ્રષ્ટી કરતો નથી. અને જે ભગવાનના પ્રતાપને વીચારીને અંતર દ્રષ્ટી કરે છે તે પોતાના સ્વરૂપને અતિશે ઉજવળ પ્રકાશમાન જુવે છે. ને તે [illegible]શને મ

ઇયે પ્રત્યક્ષ એવા જે પુરૂષોતમ ભગવાન તેની મુર્તિને જુવે છે અને નારદ સનકાદીક જેવા સુખીઓ પણ થાય છે. માટે હરી ભક્તને તો જેટલી કસર રેહે છે તેટલી પોતાને આળસે કરીને રેહે છે. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના પોશ સુદ ૪ ચોથ્યને દીવસ મધ્યાન સમે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં ઉગમણે બાર ઓરડાની ઓસરીએ ઢોલીઆ ઉપર વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર પેર્યાં હતાં. ને પાઘને વિશે ફુલનો તોરો ખોસ્યો હતો ને બે કાન ઉપર પુષ્પના ગુચ્છ ધર્યા હતા ને કંઠમાં ગુલદાવદીના પુષ્પનો હાર પેર્યો હતો. ને ઉગમણે મુખારવીંદ વીરાજમાન હતા અને પોતાના મુખારવીંદની આગળ પરમહંસ તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી. ને પરમહંસ કીરતન ગાવતા હતા. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે સાંભળો એક વાત કરીએ. ત્યારે સર્વે પરમહંસ ગાવતું રાખીને વાત સાંભળવા તત્પર થયા. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે, મૃદંગ, સારંગી, સરોદા, તાલ ઇદીક વાજીંત્ર વજાડીને કીર્તન ગાવવાં તેને વિશે જો ભગવાનની સ્મૃતી ન રેહે તો ગાયું તે ન ગાયા જેવું છે. ને ભગવા-

નને વિસારીને તો કેટલાક જગતમાં જીવ ગાય છે તથા વાજીંત્ર વજાડે છે પણ તેણે કરીને તેના મનમાં શાંતી આવતી નથી તે માટે ભગવાનના કીરતન ગાવવાં તથા નામ રટણ કરવું તથા નારાયણ ધુન્ય કરવી ઇત્યાદીક જે જે કરવું તે ભગવાનની મુર્તીને સંભારીનેજ કરવું. અને ભજન કરવા બેસે ત્યારે તો ભગવાનનને વિશે વૃતી રાખે ને જ્યારે ભજનમાંથી ઉઠીને બીજી ક્રીયાને કરે ત્યારે જો ભગવાનમાં વૃતી ન રાખે તો તેની વૃતી. ભજનમાં બેસે ત્યારે પણ ભગવાનના સ્વરૂપમાં સ્થીર થાય નહીં. માટે હાલતાં ચાલતાં ખાતાં પીતાં સર્વે ક્રીયાને વિશે ભગવાનના સ્વરૂપમાં વૃતી રાખવાનો અભ્યાસ કરવો, તો તેને ભજનમાં બેસે ત્યારે ભગવાનમાં વૃતી સ્થીર થાય. અને જેને ભગવાનમાં વૃતી રેહેવા લાગે તેની તો કામકાજ કરતે પણ રેહે અને જેને ગાફલાઇ હોય તેને તો ભજનમાં બેસે ત્યારે પણ ભગવાનમાં વૃતી ન રહે. માટે સાવધાન થઇને ભગવાનના સ્વરૂપમાં વૃતી રાખવાનો અભ્યાસ ભગવાનના ભક્તને કરવો. એટલી વાત કરીને શ્રીજી મહારાજ બોલ્યા જે હવે કીર્તન ગાઓ. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના પોસ સુદી ૧૨ દ્વાદશીને દીવસ સ્વામી શ્રી સહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદીર આગળ લીંમડાના ઝાડ તળે ઢોળીઆ ઉપર ઉગમણે મુખારવીંદે વીરાજમાન હતાં અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા. ને પોતાના મુખારવીંદની આગળ મુનીની સભા તથા દેશ દેશના હરી ભક્તની સભા ભરાઈને બેઠી હતી. પછે શ્રીજી મહારાજ મુની પ્રત્યે બોલ્યા જે તમે પ્રશ્ન પુછો કાં અમે પુછીએ. ત્યારે મુનીએ કહ્યું જે હે મહારાજ તમે પુછો. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે કોઈ પુરૂષ છે તેમાં થોડી બુદ્ધિ છે તોપણ પોતાના કલ્યાણને અર્થે જે જતન કરવું તેમાંથી પાછો પડતો નથી. અને કોઈ બીજો પુરૂષ છે તેમાં બુદ્ધી તો ઘણી છે અને મોટા મોટામાં પણ ખોટ કાહાડે એવો છે, તોએ પણ તે કલ્યાણને માર્ગે ચાલતો નથી તેનું શું કારણ છે? ત્યારે મુનીએ ઉત્તર કરવા માંડયો પણ શ્રીજી મહારાજે આશંકા કરી તે ઉત્તર ન થયો. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે લ્યો અમે ઉત્તર કરીએ, જે એમાં બુદ્ધી તો ઝાઝી છે પણ એની બુદ્ધી દુશીત છે, માટે એ કલ્યાણને માર્ગે ચાલી શકતો નથી. જેમ સુંદર ભેંસનું દુધ હોય તેમાં સાકેર ઘોળી હોય ને તેમાં સર્પની લાળ પડી એટલે એ સાકેર ને દુધ હતું

તે ઝેર થયું. પછે તેને જે પીચે તેના પ્રાણ જાય. તેમ બુદ્ધી તો ઝાઝી છે પણ એણે કોઇ મોટા સંતનો અથવા પરમેશ્વરનો અવગુણ લીધો છે તે અવગુણ રૂપ દોષ એની બુદ્ધીમાં આવ્યો છે તે સરપની લાળ સરખો છે. માટે એ તો કલ્યાણને માર્ગે ક્યાંથી ચાલે, પણ જો કોઇ એના મુખની વાત સાંભળે તો તે સાંભળનારાની બુદ્ધી પણ સત્સંગમાંથી પાછી પડી જાય અને એવી દુષીત બુદ્ધીવાળો જ્યાં જ્યાં જન્મ ધરે ત્યાં ત્યાં ભગવાનનો અથવા ભગવાનના ભક્તનો દ્રોહજ કરે. અને જેની બુદ્ધી એવી રીતે દુષીત ન હોય ને તે જો થોડીજ હોય તોપણ તે પોતાના કલ્યાણને અર્થે જતન કરતો થકો પાછો પડતો નથી. ત્યારે મુક્તાનંદ સ્વામીએ પુછ્યું, જે હે મહારાજં; એ કોઇ દીવસ ભગવાનના સનનુખ થાય કે ન થાચ? ત્યારે શ્રીજી મહારાજે કહ્યું જે એ તો કોઇ કાળે ભગવાન સનમુખ થાયજ નહીં. ત્યારે વળી મુક્તાનંદ સ્વામીએ પુછ્યું જે હે મહારાજ કોઇ રીતે એવી આસુરી બુધ્ધી ન થાય તેનો જે ઉપાય હોય તે કહો. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે એક ક્રોધ, બીજું માન, ત્રીજી ઈર્ષા, ચોથું કપટ એ ચાર વાના પરમેશ્વર સાથે તથા સંત સાથે રાખે નહીં તો કોઇ દીવસ એની આસુરી બુધી થાય નહીં, અને ચાર વાના માહેલુ એકે જો રાખે તો જેમ જય વિ-

જા ઘણાએ ડાયા હતા પણ સનકાદીક સંઘાથે માન કરીને વૈકુંઠ લોકમાંથી પડી ગયા ને આસુરી બુધી થઈ તેમ તેની પણ આસુરી બુધી થાએ. અને જ્યારે આસુરી બુધી થાય ત્યારે ભગવાન તથા ભગવાનના ભકતના જે ગુણ હોએ તે દોષ સરખા ભાસે છે. ને એ જયાં જયાં જન્મ ધરે ત્યાં ત્યાં કયાંતો શીવનો ગણ થાએ ને કાંતો કોઇ દૈત્યનો રાજા થાએ ને વૈરભાવે પરમેસ્વરનું ભજન કરે. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના પોસ સુદી ૧૪ ચૌદસને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના ઓરડાની દ્વારે જે ઓરડો છે તેની ઓશરીએ ઢોલીઆ ઉપર વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ સાધુને જમવાની પંકતી થઇ હતી. તે સમે શ્રીજી મહારાજ બોલ્યા જે સતસંગી સત્સંગમાંથી પાછો પડવાનો હોએ તેને અસદ વાસનાની વૃધી થાય છે. ને તેને પ્રથમ તો દીવસે દીવસે સતસંગી માત્રનો અવગુણ આવે છે. ને પોતાના હૈયામાં એમ જાણે જે સર્વે સત્સંગી તો આગસમજુ છે ને હું સમજુ છું, એમ સર્વેથી અધીક પોતાને જાણે, ને રાત્ર દીવસ પોતાના હૈયામાં મુઝાયા કરે અને

દીવસમાં કોઇ ઠેકાણે સુખે કરીને બેસે નહીં ને રાત્રીમાં સુવે તો નિંદ્રા પણ આવે નહીં. ને ક્રોધ તો ક્યારેય મટેજ નહીં ને અર્ધ બળેલા કાષ્ટની પેઠે ધુંધવાયા કરે. એવું જેને વર્તે ત્યારે તેને એમ જાણીએ જે એ સતસંગમાંથી પડવાનો થયો છે. ને એવો હોય ને તે જેટલા દીવસ સતસંગમાં રહે પણ તેના હૈયામાં કોઇ દીવસ સુખ આવે નહીં ને અંતે પાછો પડી જાય છે. અને સતસંગમાં જેને વધારો થાવાનો હોએ તેને સુભ વાસના વૃધી પામે છે. ત્યારે તેને દીવસે દીવસે સત્સંગી માત્રનો હૈયામાં ગુણજ આવે છે અને સર્વે હરી ભકતને મોટા સમજે ને પોતાને નુન્ય સમજે ને આઠે પોહોર તેના હૈયામાં સત્સંગનો આનંદ વરત્યા કરે, એવાં લક્ષણ જારે હોએ ત્યારે જાણીએ જે સુભ વાસના વૃધી પામી છે. ને તે જેમ જેમ વધુ વધુ સતસંગ કરે તેમ તેમ વધુ વધુ સમાસ થતો જાય ને અતિશે મોટપને પામી જાય છે. એવી રીતે શ્રીજી મહારાજે વાત કરીને જય સચીદાનંદ કહીને પોતાને આસને પધાર્યા. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના પોસ વદી ૨ બીજને દીવસ સાંજને સમે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં પોતાને ઉતારે ઉગમણે બાર ઓરડાની ઓસરીએ ગાદી ત-

ફીઆ નંખાવીને વીરાજમાન હતા. ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને તે સમે કોઇક હરીભક્તે પ્રશ્ન પુછયું જે હે મહારાજ, ભગવાનના ભક્ત બે હોય, તેમાં એક તો નીવૃતી પકડીને બેસી રેહે ને કોઇને વચને કરીને દુખવે નહીં. ને એકતો પરમેશ્વર અથવા પરમેશ્વરના ભક્ત તેની અંન વસ્ત્ર પુષ્પાદીકે કરીને સેવા કર્યા કરે પણ વચને કરીને કોઇને દુખવાય ખરૂ. એવી રીતના બે ભક્ત તેમાં કીયો શ્રેષ્ટ છે? પછી શ્રીજી મહારાજે એનો ઉત્તર કર્યો નહીં ને મુક્તાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીને તેડાવ્યા ને એ પ્રશ્ન સંભળાવ્યું ને પછે કહ્યું જે એનો ઉત્તર તમે કરો. તારે એ બે જણે ઉત્તર કર્યો જે વચને કરીને કોઇને દુખવે છે પણ ભગવાનની અથવા સંતની સેવા કરે છે તે શ્રેષ્ટ છે. ને નિવૃતીને વિષે રેહે છે ને કોઇને દુખવતો નથી ને તેથી ભગવાનની તથા સંતની કાંઇ સેવા થતી નથી તેને અસમર્થ સરખો જાણવો. ને જે ટેહેલ ચાકરી કરે તેને તો ભકતીવાળો કહીએ, તે ભકતીવાળો શ્રેષ્ટ છે. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે એ ઉત્તર ઠીક કર્યો. ને એવી ભક્તીવાળો હોએ ને ભગવાનના વચનમાં દ્રઢપણે રહયો હોય ને તેને વિષે કાંઇ અલ્પ સરખો દોષ દેખાય તે સામુ જોઇને તેનો અવગુણ લેવો તે મોટી ખોટ છે. ને એવી રીતે દોષ જુએ તારે

તો પરમેશ્વરે જીવના કલ્યાણને અર્થે દેહ ધર્યો હોય તેમાં પણ દોષના જોનારાને ખોટ દેખાય ખરી. અને અતી મોટા ભગવાનના ભક્ત હોય તેમાં પણ ખોટ દેખાય ખરી. ને તે દોષને જોનારે ખોટ કાહાડી તેણે કરીને પરમેશ્વરના અવતાર અથવા સંત તે શું કલ્યાણકારી નહીં? તે તો કલ્યાણકારીજ છે, પણ જેને આવળી બુદ્ધી હોય તેને અવગુણજ સુઝે. જેમ શીસુપાળ એમજ કેહેતો જે પાંડવ તો વર્ણ સંકર છે, ને પાંચજણે એક સ્ત્રી રાખી માટે અધર્મી પણ છે, અને કૃષ્ણ છે તે પણ પાખંડી છે, કેમજે જન્મ થયો ત્યાંથી પ્રથમ તો એણે એક સ્ત્રી મારી. તાર પછી બગલો માર્યો, વાછરડો માર્યો અને મધના પુડા ઉખેડ્યા તેણે કરીને એને મધુસુદન કહે છે, પણ એણે કાંઇ મધુ નામે દૈત માર્યો નથી, ને વર્ણે શંકર એવા જે પાંડવ તેણે પુજ્યો તેણે કરીને શું એ ભગવાન થયો? એવી રીતે ભગવાન ને ભગવાનના ભક્તનો અવગુણ આસુરી બુદ્ધીવાળો સીસુપાળ તેણે લીધો. પણ ભગવાનના ભક્ત હતા તેણે એવો અવગુણ કાંઇ ન લીધો. માટે એવી જાતનો જેને અવગુણ આવે તેને આસુરી બુદ્ધીવાળો જાણવો. તારે ફરીને તે હરીભક્તે પુછ્યું; જે હે મહારાજ, મોટા જે પ્રભુના ભક્ત હોય તેનો તો અવગુણ આવે નહીં પણ જેવો તેવો હરીભક્ત હોય તેનો અ-

વગુણ તો આવે ખરો. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે જેમ તમે સમજો છો તેમ નાનપ મોટપ નથી. મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વરતવે કરીને છે, ને એ બે વાના જેને ન હોય ને તે ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય તોપણ એ નાનોજ છે. અને એ પ્રથમ કહી એવી મોટપ તો આજ આપણા સતસંગમાં સરવે હરીભકતને વિષે છે. કેમજે આજ જે સરવે હરીભક્ત છે તે એમ સમજે છે જે અક્ષરાતીત એવા જે ભગવાન પુરૂષોતમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે ને અમે કૃતાર્થ થયા છીયે. એમ સમજીને પ્રત્યક્ષ ભગવાનની આજ્ઞામાં રહ્યા થકાં તે ભગવાનની ભક્તી કરે છે. માટે એવા જે હરીભક્ત તેનો કાંઇક દેહસ્વભાવ જોઇને તેનો અવગુણ લેવો નહીં. અને જેને અવગુણ લીધાનો સ્વભાવ હોય તેની તો આસુરી બુધ્ધી થઇ જાય છે. ઇતી વચનામૃતં.

---

સંવત ૧૮૭૬ ના પોસ વદી ૧૩ તેરસને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદીરની આગળ લીમડાના ઝાડ હેઠે ઓટા ઉપર ઢોલીઓ ઢળાવીને વીરાજમાન થયા હતા અને સર્વે શ્વેત વસ્ત્ર

ધારણ કર્યા હતા. ને કંઠને વિશે ધોળા ને પીળા પુષ્પના હાર ધારણ કર્યા હતા અને બે કાન ઉપર ધોળા પુષ્પના ગુચ્છ ખોસ્યા હતા ને પાઘને વિશે પીળા પુષ્પનો તોરો લટકતો હતો. તથા કરણીકાના રાતા પુષ્પનું છોગલું મુક્યું હતું અને જમણા હાથને વિશે ધોળા પુષ્પનો દડો ફેરવતા હતા. એવી રીતની શોભાને ધારણ કરતા ને પોતાના ભકત જનને આનંદ ઉપજાવતા થકા વીરાજમાન હતા ને પોતાના મુખારવીંદની આગળ મુની તથા દેશ દેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી. પછે શ્રીજી મહારાજ બોલ્યા જે જેણે સંસાર મુક્યો ને ત્યાગીનો ભેખ લીધો અને તેને પરમેશ્વરના સ્વરૂપ વિના જે અસત્ય પદાર્થમાં પ્રીતિ રેહે છે તેને કેવો જાણવો, તો જેવો મોટા સાહુકાર માણસની આગળ કંગાલ માણસ હોય ને પેહેરવા વસ્ત્ર ન મળતું હોએ ને ઉકરડામાંથી દાણા વીણી ખાતો હોએ તે પોતે પોતાને પાપી સમજે અને બીજા સાહુકાર લોક પણ તેને પાપી સમજે, જે આણે પાપ કર્યાં હશે માટે એને અંન વસ્ત્ર મળતું નથી. તેમ જે ત્યાગી થઇને સારા સારા વસ્ત્રાદીક પદાર્થ તેને ભેળા કરી રાખે અને તેની ત્રષ્ણા પણ ઘણી રાખે. અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભકતી તેને વિશે પ્રીતિએ રહીત હોએ. એવો જે ત્યાગી તેને તો જે મોટા એકાં-

તીક સાધુ છે તે કંગાલ માણસની પેઠ પાપી જાણે છે. કેમજે જો એ પાપી છે તો એને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તી તેને વિશે પ્રીતિ થાતી નથી. ને પરમેશ્વર વિના બીજા પદાર્થમાં પ્રીતિ થાય છે. અને જે ત્યાગી હોએ તેને તો કચરો ને કંચન એ બેએ બરાબર હોએ અને આ પદાર્થ સારૂં ને આ પદાર્થ ભુંડું એવી તો સમજણ હોએજ નહીં. અને એક ભગવાનને વિશેજ પ્રીતિ હોએ તેજ સાચો ત્યાગી છે. ઈતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના માહા સુદી ૪ ચોથને દીવસ પ્રાતઃકાળે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદા ખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદીર આગળ લીંમડાના વૃક્ષની હેઠે ઢોલીઆ ઉપર વીરાજમાન હતા ને ધોળો ખેસ પેર્યો હતો ને ધોળી ચાદર ઓઢી હતી ને માથે ધોળી પાઘ બાંધી હતી. ને પાઘને વિશે પીળા પુષ્પનો તોરો લટકતો હતો. ને કંઠને વિશે પીળા પુષ્પનો હાર પેર્યો હતો ને પોતાના મુખારવીંદની આગળ સરવે મુની તથા દેશ દેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી. પછી શ્રીજી મહારાજને મુક્તાનંદ સ્વામીએ પ્રશ્ન પુછયો જે હે મહારાજ, સવિકલ્પ સમાધી તે કેને કહીએ ને નિરવિકલ્પ સમાધી તે કેને કહીએ ? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને ભગવાનના સ્વરૂપમાં સ્થીતિ થઇ હોએ તેને અસુભ વાસના તો ન હોય ને સુભ વાસના રહી હોએ, જે હું નારદ સનકાદીક ને સુકજી જેવો થાઉં અથવા નરનારાયણના આશ્રમમાં

જઈને તે આશ્રમના મુની ભેળો રહીને તપ કરૂં અથવા શ્વેતદ્વીપમાં જઈને તપ કરીને શ્વેતમુક્ત જેવો થાઉં. એવી રીતનો જેને વિકલ્પ રેહેતો હોય તેને સવિકલ્પ સમાધીવાળો કહીએ અને જેને એવી રીતનો વિકલ્પ ન હોય ને અક્ષરબ્રહ્મના સાધર્મ પણાને પામીને કેવળ ભગવાનની મુર્તીને વિશેજ નિમગ્ન રેહેતા હોએ તેને નિરવિકલ્પ સમાધીવાળો કહીએ. પછી વળી મુક્તાનંદ સ્વામીએ પ્રશ્ન પુછયો જે હે મહારાજ ભક્તીમાં ને ઉપાસનામાં તે શો ભેદ છે? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે श्रवणंकिर्तनंविष्णोःस्मरणंपादसेवनं॥ अर्चनंवंदनंदास्यंसख्यमात्मनिवेदनं॥ એવી રીતે નવપ્રકારે કરીને જે ભગવાનને ભજવા તેને ભક્તી કહીએ. અને ઉપાસના તો તેને કહીએ જે ભગવાનના સ્વરૂપને વિશે સદા સાકારપણાની દ્રઢ નિષ્ઠા હોય ને પોતે જે ભજનનો કરનારો તે બ્રહ્મરૂપ થાય તો પણ તે નિષ્ઠા જાયજ નહીં ને ગમે તેવા નિરાકાર પ્રતિપાદનના ગ્રંથને સાંભળે તોપણ ભગવાનના સ્વરૂપને સદા સાકારજ સમજે, અને શાસ્ત્રને વિશે ગમે તેવી વાત આવે પણ પોતે ભગવાનના સાકાર સ્વરૂપનુજ પ્રતીપાદન કરે પણ પોતાની ઉપાસનાનુ ખંડન થાવા દેજ નહીં એવી રીતે જેની દ્રઢ સમજણ હોએ તેને ઉપાસનાવાળો કહીએ. ઇતી વચનામૃતં.



સંવત ૧૮૭૬ ના પ્રથમ જેષ્ઠ સુદી ૧૧ એકાદશીને દી-

વસ શ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં સ્વામી શ્રી સહજાનંદજી મહારાજ પોતાના ઉતારાને વિશે વિરાજમાન હતા ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને પોતાના મુખારવિંદની આગળ મોટા મોટા સાધુ કેટલાક બેઠા હતા તેમની આગળ શ્રીજી મહારાજે વાર્તા કરી જે ક્રોધી, ઇર્ષાવાળો, કપટી ને માની એ ચાર પ્રકારના જે મનુષ્ય તે જો હરી ભક્ત હોય તોપણ તે સાથે અમારે બને નહીં. અને ક્રોધ ને ઇર્ષા એ બે માનને આશ્રે રહયાં છે. અને કામીનો તો હમારે કોઇ કાળે વિશ્વાસજ નથી જે એ સત્સંગી છે. અને કામી તો સત્સંગમાં હોએ તોય વિમુખ જેવો છે. અને જેને પંચ વર્તમાનમાં કોઇ વાતે ખોટ ન હોય અને ગમે તેવા વચનના બીડામાં લઇને એનુ ગમતું મુકાવીને અમારા ગમતામાં રાખીયે તોપણ કોઇ રીતે દેહ પર્યંત મુઝાય નહીં એવો હોય તે પાકો સત્સંગી છે. અને એવા હરીભક્ત ઉપર અમારે વગર કર્યું સહજેજ હેત થાય છે. અને એ ગુણ ન હોય તો હેત કરવા જાઇએ તોપણ હેત થાય નહીં અને જો અમારી તો એજ પ્રકૃતી છે જે જેના હૃદયમાં ભગવાનની એવી પરીપૂર્ણ ભકતી હોય તે ઉપરજ હેત થાય છે. ઇતી વચનામૃતં.

